श्रीवरुथिनी એકાદશી વ્રત

વર્ષ ૨ અંક ૧ ચૈત્ર વદ ૧૧, ૨૦૬૫





श्रीगोकुलेश पाठशाळा

# તાત તણો પ્રતિબિંબ રે રસના

## શ્રીમહાપ્રભુજી પ્રાકટ્યોત્સવ

રાગ ગૌરી : **નાતર લીલા હોતી જૂની ।**

**જો પે વલ્લભ પ્રગટ ન હોતે વસુધા રહેતી સુની ।। ૧ ।।**

**દિનપ્રતિ નઇ નઇ છબિ લાગત જ્યોં કંચન નગ ચુની ।**

**સગુનદાસ યહ ઘરકો સેવક જસ ગાવત જોકો જુ મુનિ ।। ૨ ।।**

।। શ્રીગોકુલેશો જયતિ ।।

**તાત તણો પ્રતિબિંબ રે રસના**

# શ્રીરસિક રસ ચરિત્ર

## નિવેદન

શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;
નિજ–જન કો વરન કારન, લિયો ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧
શ્રીગોકુલેશ હી એક નામ, જો સુખ દે સાદા અપાર;
ઐસે સુખ સાગર શ્રીરાયજું, રાખે સાદા શ્રીચરણ નિરાધાર. ૨
પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;
દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખો શ્રીચરણ પાસ નિર્ધાર. ૩

સર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણની કૃપા દ્વારા આપણે આજે શ્રીગોકુલેશ પાઠશાળા અન્તરગત ગયા વર્ષે એક નવીન અંક શરૂ કરેલ, તાત તણો પ્રતિબિંબ રે રસના, આજે ૧ વર્ષ પૂર્ણ કરીને બીજા વર્ષમાં મંગલ પ્રવેશ કરે છે. શ્રીમહાપ્રભુજીનું ભૂતલ આજના દિવસે પ્રાગટ્ય આપણા જીવનમાં કૃપા-અનુગ્રહ-પુષ્ટિ પ્રગટ કર્યું. શ્રીમહાપ્રભુજીએ પુષ્ટિ કલ્પતરુ પ્રગટ કર્યું. શ્રીગુસાંઈજીના સમયે એ કલ્પતરુ ડાળ પાંદડાં ફૂલથી ભરપૂર થયું. જ્યારે શ્રીસર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુના સમયમાં તે તૈયાર કલ્પવૃક્ષના ફળનો સ્વાદ સર્વને થવા માંડ્યો. તેના પરિણામે પુષ્ટિમાર્ગ ભારતવર્ષમાં ચારે તરફ વધુ વિકાસ પામ્યો.

આથી શ્રીગોકુલેશ પ્રભુ પુષ્ટિમાર્ગને માર્ગન કહેતાં ફળ કહે છે. એક સમયે આપશ્રીના અનન્ય એવા જામ-ખંભાલિયાના કલ્યાણ ભટ્ટે કહ્યું કે *મહારાજ! પુષ્ટિમાર્ગ તો અદ્‌ભૂત છે*, ત્યારે શ્રીગોકુલેશ પ્રભુએ આજ્ઞા કરી *ભટ્ટજી! યહ મારગ નાહીં હૈ, યહ તો ફલકૌ સમય હૈ. મારગ તાકૌ કહિયૈ જો આગૈ ચલતૈ ગામ આવે. યહ પિપીલકા મારગ. યહ તો વિહંગને મારગ-જહાં પક્ષીકૌ વૃક્ષપર લક્ષ નાહીં, કેવલ ફલકૌ હી અનુભવ કરે.*

શ્રીમહાપ્રભુ, શ્રીગોપીનાથ પ્રભુચરણ, શ્રીગુસાંઈજી પ્રભુચરણને શ્રીગોકુલેશ પ્રભુએ જીવનાં અસામર્થ્ય ને એની નિ:સાધન દશા નિરખી પુષ્ટિમાર્ગને એટલો સહેલો ને સુગમ બનાવ્યો કે જીવ જરા મનને દૃષ્ટિ ખુલ્લી રાખે તો પુષ્ટિફલનો મધુર રસ જરૂરથી ચાખે જ. શ્રીમહાપ્રભુજીએ શાસ્ત્રીય કર્મ, જ્ઞાન, ભક્તિ, યાગ, જપ,

અનુષ્ઠાન, વગેરે દ્વારા મળતા મોક્ષની ઈચ્છા જીવને છોડાવી, કારણ તે બધા માર્ગો કલિયુગના પ્રભાવથી અને માનવ-મનની અશુદ્ધિથી નિરર્થક જેવા બન્યા છે અને તે સિદ્ધ થવામાં ઘણા જન્મો નીકળી જાય છે. આ કારણથી શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુ તે માર્ગના સાધકોને પિપીલિકા (કીડી)ને તે માર્ગોને પિપીલિકા-માર્ગ કહે છે. અહીં એક વાત ધ્યાન રાખવાની એ છે કે પગે ચાલનાર જીવ માત્રમાં કીડીની ગતિ સૌથી ધીમી છે અને સિંહની ગતિ સૌથી ત્વરિત છે. પણ ધીમી ગતિવાળી કીડી કદી પોતાના ધ્યેયથી ડગતી નથી. તે તો ગમે તેવા વિકટ સંજોગોમાં પણ ધીમે ધીમે પોતાનો માર્ગ કર્યે જાય છે, અને રેતીમાંથી ખાંડના કણો પ્રાપ્ત કરે છે. આ પ્રકારની સાધનામાં મોટો શ્રમ ને ધૈર્ય છે. જ્યારે સિંહ પોતાનું ધ્યેય સાધ્ય કરી શકે તેવી શક્તિવાળો હોય છે પણ તે થોડા પુરુષાર્થ દ્વારા સિદ્ધિઓ પ્રાપ્ત કરતાં આળસ ખાઇ જાય છે ને મનમાં ખોટા ભ્રમમાં પડે છે. તે આ સિદ્ધિઓની માયામાં લપટાઇ જાય છે, અને ભ્રમમાં રહે છે કે હું વિચારીશ એટલે સાધ્ય વસ્તુ તરતજ મેળવીશ. આ ભ્રમમાં તે કાળનો કોળિયો બની જાય છે. આજે મર્યાદામાર્ગી સાધકોમાંના કેટલાક દૈવત વાળા જોવા મળે છે, તેનું કારણ તેમના મનનો નિશ્ચયને નિયમિત જીવન છે.

હવે સંતો, ભક્તો વગેરે મૂળથી લૌકિક પ્રત્યે અનાસક્ત અને ભગવાન પ્રત્યે આસક્તિવાળા હોય છે. તેઓ મૂળથી ભજનાનંદી હોવાથી તેમની ભક્તિને મનની મસ્તી કહે છે. આ માર્ગ વિહંગમ માર્ગ છે. કારણકે વિશાળ દશ દિશાવાળા આકાશમાં મનરૂપી વિહંગમ (પંખી) વિના અવરોધે પોતાના ધ્યેય માર્ગે ચાલ્યું જાય છે. અહીં ઉડતા પક્ષીમાં ચકલીની સૌથી હલકી ગતિ છે જ્યારે ગરુડની ગતિ સૌથી મહાન છે.

શાસ્ત્રીય મર્યાદા વિનાની મનની થતી ભક્તિમાં નીચે પ્રમાણે પાંચ શલ્ય (અડચણ) છે : ૧.) પ્રભુસ્વરૂપ સમાન દેવ દેવીઓનું ને બીનાનું સ્વરૂપ ગણવું, ૨.) પ્રભુનો ઉત્સવ, ૩.) પ્રભુનું મંદિર, ૪.) પ્રભુ વિષેના ગ્રંથ, ૫.) પ્રભુનો પ્રસાદ આ ચારને બીજા દેવ-દેવીઓ કે બીજાના ઉત્સવ મંદિર ગ્રંથ કે પ્રસાદ સમાન માનવાં. પ્રભુ એ તો પ્રભુ છે. એમની સમાન બીજું કોઇ નથી. તેથી શ્રીમહાપ્રભુજી કૃષ્ણાશ્રય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે :

प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् ।
पूर्णानंदो हरिस्तस्मात् **कृष्ण एव गतिर्मम** ।।

બધા જ દેવો પ્રાકૃત છે. અક્ષર બ્રહ્મ (જ્ઞાનીઓનું ધ્યેય-આરાધ્ય)નો આનંદ ગણતરી કરી શકાય તેવો છે. જ્યારે પૂર્ણાનંદ તો કેવળ ભગવાનજ છે. તેથી તે જ શ્રીકૃષ્ણ રસાત્મક આનન્દ સ્વરૂપ મરૂં શરણ હો. આવા પ્રભુની સરખામણી બીજાઓ સાથે કરવી તે શલ્ય છે. આ ભેદ સ્વતંત્ર રીતે ભક્તિ કરતાં ઘણા સાધકો સમજતા નથી, તેથી જ્યાં ત્યાં ચર્ષણી જીવ માફક ભટક્યા કરે છે. આ કારણથી વિહંગમ માર્ગમાં ચકલી જેવા સાધકો રસાસ્વાદ ન પામે તે સમજી શકાય તેવું છે.

ભક્તિમાર્ગના સ્થાપક શ્રીવિષ્ણુ સ્વામીએ ઉપરોક્ત પાંચ પ્રકારનાં શલ્ય પોતાના ગ્રંથમાં સમજાવેલાં. પણ કાળબળથી વિષ્ણુ સ્વામીનો સંપ્રદાય નષ્ટપ્રાયઃ થયો, ને તે માર્ગનું સાહિત્ય ત્રુટક અને અપ્રાપ્ય બન્યું. ત્યાર પછી શ્રીરામાનુજ, શ્રીમધ્વ, શ્રીનિમ્બાર્ક વગેરે પવિત્ર ભક્તિમાર્ગના આચાર્યો થયા. તેમણે દક્ષિણમાં ભક્તિમાર્ગ ફેલાવ્યો. ત્યાર બાદ શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજી પ્રગટ થયા. આપશ્રીએ શ્રીવિષ્ણુ સ્વામી સંપ્રદાયનો અભ્યાસ કર્યો ને તેમ છતાં સર્વગ્રાહ્ય તત્ત્વો સ્વીકારી ભક્તિમાર્ગનો **પૃથક શરણમાર્ગ**નો ઉપદેશ કર્યો. અને અન્યાશ્રય, અસમર્પિત વસ્તુ, અસદાલાપ, અસત્સંગઃ ચાર વસ્તુથી ભક્તિમાર્ગીય જીવોને બચવાની આજ્ઞા કરી અને શ્રીનાથજીની સેવા સોંપી. સાથેજ શ્રીમહાપ્રભુજીના પ્રાગટ્યએ ભક્તિના માર્ગમાં રાગ, ભોગ અને શ્રૃંગારને પ્રગટ કરી, ભક્તિ ના માર્ગમાં જીવોને આગળ વધવા પ્રેરિત કર્યા. રાગ એટલે શ્રીપ્રભુના ગુણગાન, કીર્તન, સ્મરણ, ભજન. જ્યારે ભોગ એટલે પ્રભુનું સુખનો વિચાર કરવો, અને શ્રૃંગારથી પ્રભુની સેવા. આ પરિણામે અનેક ભક્ત કવિઓ શ્રીપ્રભુના દિવ્ય લીલાના જે કીર્તનો રચ્યા છે તે અલૌકિક મહાસાગરનાં રત્નોં છે. કેવળ શ્રીપ્રભુ નહીં, પણ સાથેજ આ માર્ગના સ્થાપક શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી અને શ્રીગોકુલેશ પ્રભુચરણનાં સ્વરૂપ-ગુણ-લીલાના પણ આ ભક્ત કવિઓએ કીર્તન - ધોલની રચના કરી આજે આટલા સૈકા પછી પણ આ દિવ્ય સ્વરૂપોના મૂલ સ્વરૂપનો પરિચય કરાવે છે. શ્રીમહાપ્રભુના પ્રાગટ્યના પણ અનેકો પદો આજે આપણને ઉપલબ્ધ થાય છે. એવા એક શ્રીમહાપ્રભુજીના સેવક, લૌકિક ચક્ષુ ભલે ન હતાં, પણ શ્રીમહાપ્રભુજીની કૃપાથી તેમના દિવ્ય ચક્ષુથી સર્વલીલાને જાણતા-માણતા અને તે અનુભવને પોતાના પદોમા પ્રગટ કરી શ્રીપ્રભુની સન્મુખ ગાન કરી પ્રભુને રીઝવવા પ્રયાસ કરતાં. એવા વૈષ્ણવ સૂરદાસજી. જ્યારે તેમને પુછવામાં આવ્યું કે તમે તો શ્રીપ્રભુના ગુણગાન-પદો અનેક રચ્યા છે, પણ શ્રીમહાપ્રભુજી માટે અલગ પદની રચના કેમ ન કરી ? ત્યારે સૂરદાસજી આ આશ્રયના પદનું ગાન કરે છેઃ

ભરોસો દ્રઢ ઈન ચરનન કેરો
શ્રીવલ્લભ નખચન્દ્ર છટા બિન
સબ જગમાંહી અંધેરો ..... ભરોસો
સાધન ઔર નહીં આ કલીમેં
જાસો હોત નિવેરો
સૂર કહા કહે દ્વિવિધ આંધરો
બીના મોલકો ચેરો ..... ભરોસો

આઓ, આજે આપણે એવા ભક્તકવિ, જેણે શ્રીગોકુલેશ પ્રભુના યશગાન કર્યું, વિષે જાણવાનો પ્રયાસ કરીએ.

**તારાચંદભાઇ** : એમણે શ્રીવલ્લભાષ્ટકની અષ્ટપદી લખી છે. આ તારાચંદભાઇ શ્રીગોકુલેશ પ્રભુચરણના અનન્ય સેવક હતા. આઓ, આપણે આ શ્રીવલ્લભાષ્ટકમ્‌ને જાણીએ.

श्रीवल्लभाष्टकम् (राग : बिभास)

प्रगटितगोकुलमंडन मणीकुंडल ए; भक्तहेतधृतकाय जय श्रीवल्लभ ए. १

दुःखितकरुणासागर जितनागर ए; मायामानुषवेश जय श्रीवल्लभ ए. २

रत्नजटितकनकासन शुभशासन ए; गिरिधरभक्तिनिधान जय श्रीवल्लभ ए. ३

सरसिजसुंदरलोचन भवमोचन ए; त्रिभुवनवंदितनाम जय श्रीवल्लभ ए. ४

द्विजकुलमस्तकभूषण जीतदूषण ए; सदसिविजितबुधवृंद जय श्रीवल्लभ ए. ५

निजजनकल्मषखंडन कुलमंडन ए; पदजलपावितलोक जय श्रीवल्लभ ए. ६

गुरुकुलवल्लभ वल्लभजनवल्लभ ए; वल्लभवंशावतंस जय श्रीवल्लभ ए. ७

तव चरणे रमरतो मम निगमागम ए; तव भजनरतिरस्तु जय श्रीवल्लभ ए. ८

श्रीवल्लभपदांभोजभृत्य **तारा**भिधेन हि; गुरुस्तोत्र-अष्टपदी गीतापाठफलप्रदा. ९

**इति श्रीवल्लभाष्टकपदी तारासेवककृता समाप्ता.**

ભાવાર્થ :- ભક્ત માટે દેહ ધરનાર, જેના કુંડલમાં મણિ છે અને જે શ્રીગોકુલના શણગાર છે તેવા શ્રીવલ્લભ (શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુ) પ્રગટ થયા છે તે જય પામો. ૧

દુ:ખી જનો માટે જે દયાના સાગર છે, ને તે બધી ચતુરાઇના સ્વામી છે અને જેમનો મનુષ્ય વેષ માયાથી જ (દેખાડે) છે. તે શ્રીવલ્લભ જય પામો. ૨

રત્નથી જડેલા સોનાનું આસન જેને છે અને જેનું (ધર્મ) શાસન શુભ (પવિત્ર) છે, તથા શ્રીગિરિધરની ભક્તિના સ્થાન રૂપ છે, તે શ્રીવલ્લભ જય પામો. ૩

કમલ જેવાં સુંદર નેત્રો છે અને જે સંસારમાંથી (શરણે આવેલા જીવોને) છોડાવે છે અને જેનું નામ ત્રિ-ભુવનમાં વંદનીય છે તે શ્રીવલ્લભ જય પામો. ૪

સૌથી શ્રેષ્ઠ બ્રાહ્મણ કુલના જે શિરોમણિ શણગાર છે, જે નિર્દોષ છે, વળી સભામાં પંડિતમંડલને જેમણે જીત્યા છે, તે શ્રીવલ્લભ જય પામો. ૫

પોતાના સેવકોના પાપને દૂરકરનાર, કૂલના શણગાર અને સ્વયંના શ્રીચરણામૃતથી સ્વ-જીવોને પવિત્ર કરનાર તે શ્રીવલ્લભ જય પામો. ૬

મહત્કુલમાં પ્રિય, પોતાના ભક્તોને વલ્લભ અને શ્રીમદ્ મહાપ્રભુજીના વંશમાં શિરોમણિ તે શ્રીવલ્લભ જય પામો. ૭

આપના(શ્રીગોકુલેશ પ્રભુચરણના) શ્રીચરણનું સ્મરણ એજ મારૂં વેદ અને લોક છે આપશ્રીના ભજનમાં મને પ્રેમ હજો. તે શ્રીવલ્લભ જય પામો. ૮

**તારા (તારાચંદભાઇ)** નામના શ્રીવલ્લભના શ્રીચરણકમલના સેવકે આ ગુરુસ્તોત્રની અષ્ટપદી રચી છે તે ગાવાથી, પાઠ કરવાથી (સર્વ) ફળ આપનાર છે. ૯

આવા ભગવદીય તારાચંદભાઇનું વધું વિવેચન જે અતિ ગોપ્ય છે, તે કારણે અત્રે વધું ઉલ્લેખ પ્રાપ્ય નથી. આવા ભગવદીયનું શું વર્ણન કરી શકીએ! કેવળ તેમના દ્વારા રચિત પદનું સ્મરણ કરી શકીએ. જેથી આપણા પ્રાણપ્યારા શ્રીસર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણનો યશ વૃદ્ધિ પામે.

**આજે શ્રીમહાપ્રભુજીનો પ્રાગટ્યોત્સવ છે.** તેની આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજને અનેકાનેક વધાઇ. આઓ, આપણે શ્રીમહાપ્રભુજીના પ્રાગટ્યની વધાઇ ગાઇએ. સાથેજ આવનાર ઉત્સવમાં શ્રીચતુર્થવંશ જનની આદ્ય માતૃચરણ શ્રીમતી પાર્વતી દાદીજીનો પ્રાકટ્યોત્સવ (વૈશાખ સુદ ૫ સં.૧૬૧૬) (શ્રીચતુર્થકુમાર દાદાજી શ્રીગોકુલનાથજી પ્રભુચરણના શ્રીસ્વામિની સ્વરૂપ વહુજી)ના ઉત્સવની પણ વધાઇ.

શ્રીમહાપ્રભુજીના ઉત્સવની વધાઇ.

**વધાઇ વધાઇ વધાઇ**

राग आशावरी :- **हों याचक श्रीवल्लब तिहारौ याचन तुमकौ आयौ हौ।। महाउदार देत भक्तनकौ अप अपनौ मन भायौ हौ ।। १ ।। हेम ग्राम भूषण सुख संपत्ति सौ मोहि मन न सुहायौ हौ ।। पर्यौ रहूं द्वारे नित्य जूठन पाऊं यह मेरै चित्त लायौ है ।। २ ।। प्रफुल्लित भयौ निरंतर द्विजवर ब्रह्मवाद तरु छायौ है ।। गाऊं गुण लावण्य सिंधु के दास चरणरण पायौ हौ ।। ३ ।।**

**વધાઇ વધાઇ વધાઇ**

**શ્રીચતુર્થવંશ જનની આદ્ય માતૃચરણ શ્રીમતી પાર્વતી દાદીજીનો પ્રાકટ્યોત્સવની વધાઇ**

સૌભાગ્ય શિરોમણિ સાર શ્રીવહુજી તે સર્વદા એ,
શ્રીગુસાંઇજીને પ્રિય પરમ રુચિશું સદા એ.
માર્ગ પ્રણિત સેવા વિષે સુખદ શિરોમણિ એ,
સર્વગુણે સંપૂર્ણ સાસરે રહ્યાં રુચિ ઘણીએ.
ગોણાંની રીત વેણે ભટ્ટે આવી કરી આંહાં એ,
પધાર્યાં નહીં સેવા મેહેલીને ફરીઅ પીયર માંહાં એ.

(શ્રીગોકુલેશ ધોલ પદ માધુરીમાંથી સાભાર)

---

ભાવત્ક:-
દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા
રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

॥ શ્રીગોકુલેશો જયતિ ॥

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ ચૈત્ર વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ વૈશાખ સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - ચૈત્ર વદ | મંગલ | અપ્રેલ-૨૧ | **દૈવોદ્ધારપ્રયત્નાત્મા પુષ્ટિભક્તિમાર્ગાબ્જમાર્તંડ મહાપ્રભુ શ્રીમદ્વલ્લભાચાર્યચરણનો પ્રાકટ્યોત્સવ (સં.૧૫૩૫) શ્રીવલ્લભાબ્દ ૫૩૨નો પ્રારમ્ભ. શ્રીવરુથિની એકાદશી વ્રત.** |
| ૧૨ | બુધ | ૨૨ | |
| ૧૩ | ગુરુ | ૨૩ | |
| ૧૪ | શક્ર | ૨૪ | |
| ૩૦ | શનિ | ૨૫ | |
| ૧-૨ વૈશાખ સુદ | રવિ | ૨૬ | |
| ૩ | સોમ | ૨૭ | **અક્ષય તૃતીયા. ચન્દન યાત્રા. ત્રેતાયુગનો પ્રારમ્ભ દિવસ.** |
| ૪ | મંગલ | ૨૮ | |
| ૫ | બુધ | ૨૯ | **શ્રીચતુર્થવંશ જનની આદ્ય માતૃચરણ શ્રીમતી પાર્વતી દાદીજીનો પ્રાકટ્યોત્સવ (સં.૧૬૧૬) (શ્રીચતુર્થકુમાર દાદાજી શ્રીગોકુલનાથજી પ્રભુચરણના શ્રીસ્વામિની સ્વરૂપ બહુજી)** |
| ૬ | ગુરુ | ૩૦ | |
| ૭ | શુક્ર | મે-૧ | |
| ૮ | શનિ | ૨ | |
| ૯ | રવિ | ૩ | |
| ૧૦ | સોમ | ૪ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# શ્રીરસિક રસ ચરિત્ર

## બાલલીલા

...ગતાંકથી આગળ

**જન્મ ઉત્સવ કેરે આગમે હર્ષતે હૈયલડે ઘણોઅજી ।।**
**ઘેર ઘેર સહુ કોઈ ગાયેને આરંભ ઉત્સવ તણોઅજી ।।**

**કર્ણવેધન :-**

અન્નપ્રાશન કર્યા પછી કેટલેક દિવસે કર્ણવેધનનું મુહૂર્ત આવ્યું. કુલની રીત પ્રમાણે અનેક પકવાન તેમજ બીજો જોઈતો સાજ તૈયાર કર્યો. પછી શ્રીગોકુલેશજીને પધરાવી, શ્રૃંગાર કરી પરિવાર તથા જ્ઞાતિજનો અને ભક્તજનોના સમૂહ સાથે કર્ણવેધનના સ્થાનમાં પધરાવ્યા. આસપાસ વાજિંત્ર વાગવા લાગ્યાં. શ્રીરુક્મિણીજી શ્રીગોકુલેશજીને ગોદમાં લઇ બીરાજ્યાં. ત્યાં શ્રીગોકુલેશજીની આગળ પાંચશેર ચોખા તથા પાંચશેર ગોળની ભેળીની સામગ્રી લાવી ધરી. આ વખતે આસપાસ ઊભાં રહેલા ભક્તજન, કર્ણવેધનથી શ્રીગોકુલેશ પ્રભુના શ્રીઅંગમાં પીડા થશે એના ભયથી કાંપવા લાગ્યાં એવામાં બોલાવેલો વાળંદ(નાઇ) આવ્યો. એણે બન્ને શ્રીપ્રભુના કર્ણમાં નિશાની કરી. પછી ભયપૂર્વક સાવધાનતાથી બન્ને કર્ણ વીંધ્યા. પછી એણે ગોળ, ચોખા તથા દ્રવ્ય આપી વિદાય કર્યો. પછી ઘેર આવી શ્રીરુક્મિણીજીએ પુત્રને રાઇ-લૂણ વારી આરતી કરી.

આપશ્રીના શ્રીઅંગનું એવું વર્ણન ભગવદીય કરે છે :

મેરે લાલ લલઈયા લલના ।। સુખસું ઝુલો સુન્દર પલના ।।
મેરે લાલકી આછી ભૌંહૈ ।। લાલકી વહેન કરેંગી સોંહે ।।
મેરે લાલકૈ સુંદર નૈના ।। ચંચલ અતિ અનૂપમ સુખ વયના ।।
મેરે લાલકૌ સુંદર શિષ ।। લાલ ચિરજીવો ક્રોડ વરિષ ।।
મેરે લાલકૌ ભાલ સુદેશ ।। મિ વિન્દુ કા અનુપમ વેષ ।।
મેરે લાલકૌ દીર્ઘ નયના, માનૌ મોતી ભરિત મયના ।।
મેરે લાલકૈ સુંદર નયના,, ચંચલ અતિઅનુપમ સુખ દેના ।।

મેરે લાલકી સુંદર નાક ।। શુક ચોંચની કૈસૌ વાંક ।।
મેરે લાલકૌ વદન સુચારૂ ।। ફૂલે કમલનકી અનુહારૂ ।।
મેરે લાલકૌ સુંદર દાંત ।। દાડમ કલિયન કી સી પાંત ।।
મેરે લાલકૈ મધુરે બોલ ।। કોઉ નાહી યાહિ સમતોલ ।।
મેરે લાલકૈ સુન્દર કાન ।। શોભા નહી કો યાહી સમાન ।।
મેરે લાલકી છાતી એસી ।। નાગવેલકી પાતી જૈસી ।।
મેરે લાલકી બાંહો વિશાલ ।। સુન્દર કમલ મૃદુલ મૃનાલ ।।
મેરે લાલકી સોંહે અંગુરીયાં ।। જાણૌ મુંગન કીસી ફરીયાં ।।

આમ અનેક પ્રકારે ભગવદીયો શ્રીબાલગોકુલેશજીના શ્રીઅંગનું વર્ણન કરે છે. કર્ણવેધન પછી શ્રીરુક્મિણીજી અને બીજા સ્ત્રીજન ભક્ત શ્રીગોકુલેશ પ્રભુને ઝુલાવે છે. સૌ કોઇ પ્રાણ પ્રભુને નિરખી તૃપ્તિ પામતા નથી. પાલનાના સાંકળની ઘુંઘરી ઘમકે છે, ઉપરનાં ખેલાવણા લલકે છે, ને નૌતન ભાવ પ્રકટ કરે છે.

**ચાલવું** :-

ધીરે ધીરે સમય પસાર થાય છે, બાલ શ્રીગોકુલેશ પ્રભુને ચાલતાં સીખવવા માટે એમને મણિમય તિબારીમાં બેસાડી કાચમાં પોતાનું પ્રતિબિંબ દેખાડવામાં આવતું અને બાળકની સ્વાભાવિક કુતૂહલતાને લઇ એ પ્રતિબિંબ પકડવા જતા અને એમ કરવામાં ભીંતની મદદથી શ્રીગોકુલેશ પ્રભૂ ચાલતાં શીખતા. એ માતાના ભાગ્યનું નિર્માણ ક્યાં સૂધી વર્ણન કરીએ, જેણે પુત્ર રત્ન વાત્સલ્યતાનો અંગીકાર કરી અણમાપ હિતનું સુખ આપે છે. વળી કોઈ એક સમય ભક્ત શ્રીપ્રભુને દૂર જઇ ખેલાવે છે. આ ઉપરાન્ત કેટલાક ભક્તજન હાથમાં કાંઇક ખાવાની તથા ખેલવાની વસ્તુ લઇ શ્રીગોકુલેશ પ્રભુની આગળ ધરી એમને લલચાવતાં અને મહામહેનતે એ લેવા આવે એટલે સહેજ ખસી જાય, તેથી એ થોડુક ડગમગ ડગલે આંગલિએ વળગી ચાલી આગળ વધે છે. અતિ મોદ સહિત મુસકાતા આગળ ચાલ્યા આવે છે. એક ભક્ત માવો ને મિશ્રી તથા મિઠાઈ લઈ ઉભા છે, સહુકોઇના મનમાં નચાવવાની અભિલાષા કરે છે. એક ભક્ત પ્રભુને નાચી દેખાડે છે. રૂમઝૂમતી રામા નાચે ત્યારે તેઓના શ્રીઅંગમાં ભૂષણ ખલકે છે. તે જોઇને શ્રીગોકુલેશ પ્રભુ પોતાના શ્રીચર્ણ ચલાવે છે. તે ભક્ત શ્રીચર્ણમાં ચુંબન દે છે. કોઈ એક ભક્ત નૃત્ય કરે છે અને પોતાની પાસે જે મિઠાઈ લઇને ઊભા છે, તે કહે છે કે રાજ! નાચો, તો આપુ. અધર-અમૃત અતિ મિઠું છે. જે લોભાત્મિક રસના લોભી છે. તે જોઇ અલૌકિક શોભા કરી જોડી આગળ ઊભી

છે. આવું અનેક કૃત્ય કરી ભક્તો શ્રીપ્રભુને લોભામણી લાલચ આપી નાયક અને નાયિકા બની નાચ નચાવે છે. એક ચુટકી વગાડી ચુચકારી તાળી પાડે છે. એક પ્રેમ સહિત નાચે છે. સહું કોઇ આ સ્વરૂપના મોહક ફંદામાં પડ્યા છે. જેમ નચાવે છે, તેમ ખેલાવે પણ છે.

આમ કરતાં કરતાં જે અલૌકિક લીલાના દર્શન કરી સૌ ભક્તજનને બાલ શ્રીગોકુલેશ પ્રભુને પોતાના ઉરમાં સમાવવાની મહેચ્છા થાય છે, એમ અનેક ગૂઢ ભાવના મનોરથ કરે છે. હરખ-મોદ મનમાં માંતો નથી. આ નૃત્ય બ્રહ્માદિક, સુરમુનિ જોઇ વિસ્મય પામે છે. અલૌકિક જ્ઞાનથી ધ્યાનમાં આનન્દ પામ્યા, પણ કોઇ બાલલીલાને કોઇ પાર પામે એમ નથી.

<u>ધાવ</u> :-

આમ કરતાં કેટલાક દિવસ વિતે છે, શ્રીરુક્મિણીજીએ ગર્ભ ધારણ કર્યો ત્યારે સર્વે મળીને વિચાર કર્યો કે માતા શ્રીરુક્મિણીજીને ગર્ભ રહેવાથી શ્રીગોકુલેશ પ્રભુને દુગ્ધ પાન ન કરાવાય, માટે આપશ્રી માટે ધાય તેડાવો, એવો વિચાર કર્યો. પ્રથમ તો પોતાના શ્રીગોકુલેશ પ્રભુ પરના અગાધ વાત્સલ્યભાવને લઇને માતા શ્રીરુક્મિણીજીએ ના પાડી, પણ પછીથી ગર્ભાવસ્થામાં સ્તનપાન કરાવવાથી શ્રીગોકુલેશ પ્રભુનું આરોગ્ય બગડે, એવા ભયથી બોહોરિયા નામની ધાય તેડાવી તેને સન્મુખ બેસાડી શિખામણ આપી : *આ બાળકનું જતન કરી જાળવવું અને તારે મારી પાસે ને પાસે રહેવું, જેમ મને જોવાની ઈચ્છા થાય તેમ હું વારંવાર જોઈ શકુ, તને અમારા સર્વે આપ્યા છે, અમારાથી અલગ રહેશે, પણ શ્રીગોકુલેશ સુખ પામે તેમ તુ કરજે, શ્રીગોકુલેશજીની કાળજી પૂર્વક સંભાળ લેજે તો તને નિયત કરેલ પગાર ઉપરાન્ત પોતાની પાસેથી બક્ષિસ આપીશ.*

જતન કરી જાળવજે, તું કરજે અતિ મનુહારજી;
તું માહારે પાસે રેહેજે, જ્યમ જોઉં વારંવારજી.
સર્વ થકી કાંઇ એક હું, અલગું આપીશ છાનુંજી;
પણ તે કરજે જેમ એ સુખ પામે, હુંય ભલેરું માનુંજી.

આ પ્રમાણે સૂચના કરી ગદ્‌ગદ્‌ કંઠે ચતુરરાય શિરોમણીને ધાઇને સોંપે છે. પછી ધાયને નાહ્વાની આજ્ઞા કરી, પછી ધાઇ જ્યારે નાહ્યીને આવી પછી તેને માતા શ્રીરુક્મિણીજીએ પોતાના આભૂષણ વસ્ત્ર પહેરાવ્યાં, અને પોતાના બાલક શ્રીમહાપ્રભુને સુખ માટે ધાયનું સ્તનપાન કરાવ્યું. ધાઇનો જાતિ-સ્વભાવ એવો, એટલે એ પ્રમાણે તેને પણ કપટ કર્યું. હંમેશા એ પોતાના બાળકને પ્રથમ સ્તનપાન કરાવે અને પછી બાકી રહે એ શ્રીગોકુલેશજીને કરાવે. આ બધું શ્રીગોકુલેશ પ્રભુ સમજતાં છતાં એમા સૌનું

સુખ જાણી કાંઇ બોલતા નહિં, પરિણામે દિવસે દિવસે આપશ્રીનું શ્રીઅંગ દુર્બળ થવા લાગ્યું અને તેથી શ્રીરુક્મિણીજી ચિંતાતુર રહેતાં. મનની પીડા કોઇને કહેતાં નહીં. જ્યારે બહું દુ:ખ થતું ત્યારે બોલી ઉઠતાં કે ગર્ભનો છૂટકારો થતાં શ્રીગોકુલેશને મારી પાસે સ્તનપાન માટે લઇ લઇશ. ત્યારે કોઇએ પ્રશ્ન કર્યો કે જો તમને પુત્ર થશે તો એનું શું કરશો ? ત્યારે માતા શ્રીરુક્મિણીજીએ લાજ છોડી જણાવ્યું કે પુત્ર કે પુત્રી જે થશે તેને ધાવને સોંપી દઇશ. આ ઉપરથી જણાઇ આવે છે કે શ્રીરુક્મિણીજી પોતાના સર્વ બાળકો કરતાં શ્રીગોકુલેશજી પર અધિક સ્નેહ રાખતાં. પછી પુત્રીનો જન્મ થતાં ધાવને સોંપી અને પ્રાણ પ્રિતમ શ્રીગોકુલેશને પોતાની પાસે લિધા, મહાસુબુધવાન શ્રીરુક્મિણીજી આનન્દ ભર્યા હૃદયે સુખ પામી રહ્યાં છે અને એ શ્રીરઘુનાથજીના જન્મ સુધી (સં. ૧૬૧૧ના કારતક સુદિ ૧૨) એટલે શ્રીગોકુલેશજીને ત્રણ વરસ પૂરા થયાં ત્યાં સૂધી ચાલું રહ્યું હતું એમ શ્રીગોકુલેશ પ્રભુએ શ્રીમદ્ ગોકુલમાં શ્રીમુખે આજ્ઞા કરી.

**દુલી દાઈ યોં બોલી વેટુઆ ભયો, કૃષ્ણદાસી યોં બોલી મેરો ગોકુલનાથ ભયૌ ।।**
**રુક્મિણી બોલી રાજ કરો મેરે ગોકુલનાથ મેરે તો અવહિ મંગલ ભયૌ ।।**

રાગ કાન્હરો :- *બલિ બલિ ગઇ વલ્લભ લાલસ્સુ આંગન ખેલત ડોલૈ*
*નૂપૂરન કે ચાયન ચાયન*
*ઠુમકિ ઠુમકિ ધરત પગ શોભા*
*ફિરત આગૈ આગૈ ભાયન ।। ૧ ।।*
*તોતરિ તોતરિ વાત રાની રુક્મિની*
*સો કહત બલૈયા બલૈયા મૈયા દેખત બાલલીલા મન ।।*
*વૃન્દાવન દેખિ ચંદ મુસિકાયની ઉઘરિ જાત*
*દતિયા આનન્દ કી જન ।। ૨ ।।*

**સહીયર ભાગ જાગૈરી આજુ સબનકે; પ્રગટ શ્રીવલ્લભલાલ રસ પાગૈ ।।**
**રતનજુ થાર ધરે મનિ માનિક મોતી ભરૈ; પીય પર ન્યૌછાવરી કરૈ સબૈ અનુરાગૈ ।। ૧ ।।**
**આનન્દકે જીય આનન્દ ઉપજ્યૌ મંગલકૌ યહ રૂપ ઉદય ભયૌ; ભક્તનકે ભાગ્ય સોહાગૈ ।।**
**ધન્ય દિના ધન્ય રાત યહ ધન્ય નક્ષત્ર અવિચલ ધરી ।। વલ્લભદાસ વારિ અપનપૌ સબૈ દુ:ખ ભાગૈ ।। ૨ ।।**

..ક્રમશ:

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। श्रीसर्वोत्तमस्तोत्रम् ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું પાંચમું નામ **दैवोद्धारप्रयत्नात्मा**[૫] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે દૈવોદ્ધારપ્રયત્નાત્માને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. आहूय विप्रान् वेदज्ञान (१०-५-१), यशोदायाः सुतोद्भवम् (१०-५-९), व्यालोलकुन्डलपयोधरहारशोभाः (१०-५-११), प्रजायत् समपद्यत् (१०-५-२३), तिलाद्रीन सप्त रत्नौघशातकौम्भाम्बरावृतान् (१०-५-३), आत्माने भूषयांचक्रुः वस्त्राकल्पांजनादिभिः (१०-५-९)

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે શ્રીમહાપ્રભુજી દૈવીજીવોના ઉદ્ધાર માટે સદાય ઉદ્યમ કરે છે. **दैवोद्धारप्रयत्नात्मा**[૫] **:** સ્વરૂપ છે. હવે કોઈકને એવોં સન્દેહ થાય કે પુષ્ટિમાર્ગીય જીવોના મનમાં બીજા માર્ગનું ફલ તો આવે નહિં. અને પોતાના પુષ્ટિમાર્ગીય સાધન-ફલ એ જ્ઞાન નથી. તેથી શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યની પહેલાં સેવકોનો ઉદ્ધાર કેવી રીતે થયો હશે? તે શા માટે કે પુષ્ટિમાર્ગના સાધન-ફલ તો જાણતા નહોતા. તેથી જ્યારે શ્રીમહાપ્રભુજી આપ પ્રગટ થયા ત્યારે ઉદ્ધાર થયો. આરતિ-ક્લેશ દૂર થયા. તો આ વિશે શ્રીગુસાંઈજી આજ્ઞા કરે છે કે શ્રીમહાપ્રભુજી કેવા છે ? આના સમાધાન માટે શ્રીગુસાંઈજી શ્રીમહાપ્રભુજીનું છટ્ઠુ નામ પ્રગટ કરે છે: **स्मृतिमात्रार्तिनाशनः**[૬] શ્રીમહાપ્રભુજીનું સ્મરણ માત્ર કરે છે તે સેવકોની આપ આરતિ દૂર કરવાવાળા છે.

**आनन्दः**[૧] **परमानन्दः**[૨] **श्रीकृष्णास्यं**[૩] **कृपानिधिः**[૪] ।।

**दैवोद्धारप्रयत्नात्मा**[૫] **स्मृतिमात्रार्तिनाशनः**[૬] ।। ७ ।।

ભાવાર્થ :- આનંદ, પરમાનન્દ, શ્રીકૃષ્ણાસ્ય (શ્રીકૃષ્ણનું મુખ), કૃપાનિધિ (કૃપાના નિધિ-ખજાના), દૈવોદ્ધા-પ્રયત્નાત્મા (દૈવીજીવોના ઉદ્ધાર માટે જે ઉદ્યમ કરે છે), સ્મૃતિમાત્રાર્તિનાશન (સ્મરણ માત્રથી ત્રિવિધ તાપનો નાશ કરનાર). ૭

**स्मृतिमात्रार्तिनाशनः[६] : સ્મૃતિમાત્રાર્તિનાશન (સ્મરણ માત્રથી ત્રિવિધ તાપનો નાશ કરનાર) છે.**

**રાગ: ઈમન**

સ્મૃતિમાત્રાર્તિનાશન સુમિરે બઢત આનન્દ ।।
આનિ ઉપાય ઉપાધિ જાનિ જિય, તજિ ચિત ભજિ શ્રીવલ્લભ મુખચંદ ।। ૧ ।।
રસના રટત નૈંકુ નહિં છાંડત, ફૂલિ રહે નિજજન અરવિંદ ।।
હંસત પરસ્પર કરત કુલાહલ સબ હી પરે પ્રેમકે ફંદ ।। ૨ ।।
ભૂતલ ફિરત મહારસ ભીને, નિજજન અતિ - મદમત્ત ગયંદ ।।
શ્રીવિઠ્ઠલ પદરજ-પ્રતાપ - બલ, નિર્ભય ફિરત સદા ગોવિન્દ ।। ૩ ।।

**શ્રીમહાપ્રભુજી સ્મૃતિમાત્રાર્તિનાશન (સ્મરણ માત્રથી ત્રિવિધ તાપનો નાશ કરનાર) स्मृतिमात्रार्तिनाशनः[६] છે.**

**ટીકાનો ભાવાર્થ** :- શ્રીમહાપ્રભુજી આનન્દ સ્વરૂપ હોવાથી આપશ્રીના સ્મરણ માત્રથી જ ત્રિવિધ તાપ સંસાર ક્લેશ વગેરે સહજમાં દૂર થાય છે, કેમકે જ્યાં આનન્દનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર હોય ત્યાં આર્તિ પોતાની મેળે જ દૂર થઇ જાય છે.

ધનલાલસાના ત્યાગથી આધિભૌતિક આર્તિનો નાશ, વરહવ્યથાના શમનથી આધ્યાત્મિક આર્તિનો નાશ અને આપની ભૂતલ સ્થિતિ સમયમાં અને ભૂતલ સ્થિતિ બાદ સ્મરણ માત્રથી દર્શને આધિદૈવિક આર્તિનો નાશ આ રીતે દામોદરદાસ હરસાનીજીની ત્રિવિધ તાપ-આર્તિઓ નિર્મૂળ કરી.

આપનું સ્મરણ માત્ર કરે છે તે સેવકોની આપ આરતિ દૂર કરવાવાળા છે.

તો ત્યાં જે કોઇ અન્યમાર્ગી પણ શ્રીમહાપ્રભૂજીનું માહાત્મ્ય જાણીને સ્મરણ કરે તો તેની પણ આરતિ દૂર થઇ જાય છે. તો આવું શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ છે. ।। ૭ ।।

**શ્રીમહાપ્રભુજી સ્મૃતિમાત્રાર્તિનાશન (સ્મરણ માત્રથી ત્રિવિધ તાપનો નાશ કરનાર) स्मृतिमात्रार्तिनाशनः[६] સ્વરૂપ છે.**

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૧૧. વૈષ્ણવ-અતિથી સત્કાર તથા સેવા સમજ

અબ શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હૈ. ગ્યારહો લક્ષણ કહત હૈ જો; વૈષ્ણવ હોય તો જીવ માત્રપેં દયા મનમેં રાખે ઔર વૈષ્ણવ અપને ઘર આવે તો પ્રસન્ન હોય રહે ઔર કહે જો વૈષ્ણવ દ્વારા શ્રીમહાપ્રભુજી પધારે હૈ યહ જાનિકે તેલ લગાય, તાતે પાની સો ન્હવાય, સુંદર રિતુ અનુસાર વસ્ત્ર પહરાવે, નાના પ્રકારકે મહાપ્રસાદ લિવાવેં. જેસી સામર્થ હોય તથા સમયકે લાય સન્માન કરિકે પ્રસન્ન કરનો. ઔર કાહુકો ઋણ કાઢિકે ન કરનૌ. ઋણ હત્યા બરાબરિ હૈ કાહુકો દુ:ખ દેકે કાહુકો કાર્ય ન કરનૌ. શુદ્ધ ભાવસો વૈષ્ણવ હોય કે રહનો.

અન્યમાર્ગીકે શ્રીઠાકોરજીકી સેવા ન કરની, વિના મર્યાદી કે ઠાકુર અપને ઠાકુર પાસ ન બેઠાવનો અપને શ્રીઠાકુરજીકી સામગ્રી વિના મર્યાદીકો નહિ દેનો. પ્રસાદી હોય તો વિના મર્યાદીકે ઠાકુરજીકે આગે ભોગ ધરનો સો પ્રસાદ મર્યાદી ન લેય. લીલાકો ભાવ અન્યમાર્ગીયકે તથા પાત્ર વિનાકો ન કહેનો, પુષ્ટિમાર્ગમેં અનન્ય હોય તાકો મિલિકે નિવેદનકો તથા લીલાકો ભાવ સ્મરણ કરનો. અપને ગુરુ મંત્ર દીયો હોય-અષ્ટાક્ષર પંચાક્ષર-તિનકો પ્રકાશ જહાં-તહાં પાત્ર વિના ન કરનૌ. અપને સેવ્ય શ્રીઠાકુરજી જહાંતાંઇ બને તહાંતાઇ કાહુકે ઘર સેવાકો ન પધરાવનો. અપને ઘર સેવાકો સૌકર્ય સર્વથા ન હોત જાને તો ઔરકે ઘર જાય દોય ઘડી કરે. પરન્તુ નેમપૂર્વક રંચકહુ ભગવદ્ સેવા કરે. તેસેઇ ભગવદીયકો સંગ નેમપૂર્વક કરનૌ. યા પ્રકાર શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ પુષ્ટિમાર્ગકો સિદ્ધાન્ત આજ્ઞા કરે હૈ ઈતિ એકાદશમો પ્રસંગ. ૧૧

..ક્રમશ:

।। ઈતિ શ્રીગોકુલનાથજીકૃત ગ્યારમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

## રતનભાભી

દાદા નારાયણજી (ભરૂચનિવાસી)ના ભગવદીયા પુત્રી જીજીબાઇના પુત્ર તુલસીદાસ હતા અને તેમના સ્ત્રી આ રતનભાભી હતા. શ્રીગોકુલેશ પ્રભુમાં જ સદા સ્વરૂપાસક્ત હતા. સાક્ષાત્ પ્રગટ બિરાજમાન શ્રીગોકુલેશ પ્રભુ જ તેમના માટે સાધન અને ફળરૂપ હતા. આ સિવાય અન્ય કંઇજ જાણતા નહોતા. પોતાનું તન, મન અને ધન - સર્વ કાંઇ શ્રીસર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણની સેવામાં જ સમર્પિત કર્યું હતું. તેમનો આવો અનન્ય ભાવ જોઇ શ્રીગોકુલેશ પ્રભુના પરમકૃપાપાત્ર ભગવદીયો પણ તેમના ઉપર સદા સ્નેહ રાખતા હતા.

કેવળ શ્રીગોકુલેશ પ્રભુની સેવામાં જ તેઓ અહર્નિશ ચિત્ત રાખતા હતા. શ્રીગોકુલેશ પ્રભુના શ્રીઅંગે અરગજા-સુગંધ લગાવવાની સેવામાં તત્પર રહેતા હતા. શ્રીગોકુલેશ પ્રભુ જ્યારે તેલ-સજ્યાએ પધારતા ત્યારે પણ શ્રીગોકુલેશ પ્રભુના શ્રીકેશમાં તેલાભ્યંગની સેવા કરતા. વાત્સલ્ય ભાવે અને દીનતાપૂર્વકની વિવિધ સેવામાં સંલગ્ન રહેતા હતા. શ્રીગોકુલેશ પ્રભુ પણ રતનભાભી ઉપર સદા પ્રસન્ન રહેતા હતા. રતનભાભી આવા સેવાનુરાગી અને સ્વરૂપનિષ્ઠ ભગવદીય હતા.

શ્રીગોકુલેશ પ્રભુના આસુરવ્યામોહલીલામાં(નિત્યલીલા પ્રવેશ) પધારવાના સમાચાર સાંભળતાં જ પ્રભુવિરહમાં પોતાનો ભૌતિક દેહ કૃશ કરી નાખ્યો. શ્રીગોકુલેશ પ્રભુની સેવાનું સાક્ષાત્-સુખ હવે ચાલ્યુ જતાં પ્રત્યેક પળ પ્રલય સમ લાગવા માંડી. જેમ ઉકળતી તેલ-કઢાઈમાં કોઇ વસ્તુ નાખતાં ફડફડે તેમ શ્રીગોકુલેશ પ્રભુના વિયોગમાં તેઓ તડફડવા લાગ્યા. ખાનપાન, ગૃહકાજ, દેહસુખ અને સર્વ કંઇ પોતાના શ્રીપ્રાણપ્રિય પ્રભુના વિયોગમાં અરૂચિકર લાગ્વા માંડ્યું. શ્રીગોકુલેશ પ્રભુના દર્શન વિના હવે રાત્રી-દિવસ વ્યતિત કરવા દોહ્લા બની ગયા. ક્યાં જવું ? શ્રીમુખના દર્શન ક્યારે થશે ? એમ અહર્નિશ વિચારો કરતાં, અંગે વિરહાગ્નિમાં ભૌતિક દેહ ત્યજી શ્રીગોકુલેશ પ્રભુના શ્રીચરણારવિંદે પહોંચ્યાં.

શ્રીગોકુલેશ પ્રભુના વિરહી અને પરમ ભાગ્યવાન ભગવદીયાના હૃદયના ભાવનું વર્ણન શું કરવું ?

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઇલાલભાઇ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીધોળ પદ

## શ્રીમહાપ્રભુજીનો પ્રાગટ્યોત્સવ

શ્રીલક્ષ્મણ ભટ્ટજીનું ધામ રે દીસે અતિ સુખકારી;
　　કાંકરખંભા ગામ રે તે ઉપર જાઉં વારી. ૧
છે તેલંગા બ્રાહ્મણરે, મહાયુગ પવિત્ર જાણો;
　　એમના કુલ મધ્યે રે, શ્રીવલ્લભ પ્રગટ્યા જાણો. ૨
શ્રીવલ્લભ ગુણ ગાઉં રે આનન્દ પ્રેમ ભરી;
　　તેલંગકુલમંડન રે, શ્રીલક્ષ્મણતાત સહી. ૩
શેષ નાગ સરીખારે, જેહને મુખ સહસ્ત્રફણી;
તે તો પાર ન પામ્યા રે લીલા રસસિંધુતણી;
　　અગ્નિકુંડ મધ્યે પ્રગટ્યા રે, તે લીલા ન જાય કહી. ૪
અગ્નિ મધ્યે રમતા રે, માતાજીએ દીઠા જ્યારે;
　　એ છે સુત મ્હારા રે, ધાઈને આવ્યાં ત્યારે. ૫
અગ્નિએ માર્ગ દીધોરે, માતાજી આવ્યાં જાણી;
　　બેઉ કર સાહીને રે, કુંવરને લીધા તેડી. ૬
અમરાપતિ જુએ રે, રત્ન વિમાન ચડી;
　　દેવ દુંદુભિ વાજે રે, ચહુંદિશ લાગી ઝડી. ૭
સુરવનિતા સહુકો રે, જોવાને આવ્યાં મળી;
　　અંજલી ભરી ભરીને પુષ્પની વૃષ્ટિ કરી. ૮
સેવકસુખ સારૂં રે, કે કરુણાસિંધુ ભરી;
　　ફરી વ્રજ પ્રગટ્યા રે, દ્વિજવર રૂપ ધરી. ૯
એ શોભા જોઈને રે, કહે હરિદાસ ફરી;
　　વ્રજમાં વાસ આપજો રે, કે વિનતિ ચિત્ત ધરી. ૧૦

## ગોસ્વામી શ્રીવાગધીશજીકૌ શ્રીમહાપ્રભુકૈ પ્રાગટ્યકૌ પદ

**રાગ બિહાગ** :- પ્રગટ વ્હૈ મારગ રીત દિખાઇ;
પરમાનન્દ સ્વરૂપ કૃપાનિધિ શ્રીવલ્લભ સુખદાઇ. ૧.
કર સિંગાર ગિરિધરનલાલકો જબ કર વેણુ ગહાઇ;
લે દર્પણ સન્મુખ ઠાડે વ્હે નિરખિ નિરખિ મુસકાઇ. ૨.
વિવિધ ભાંગ સામગ્રી હરિકો કરિ મનુહાર લિવાઇ;
જલ અચવાય સુગંધ સહિત મુખ બીરી પાન ખવાઇ. ૩.
કર આરતી અનોસર પટ દે બૈઠે નિજગૃહ આઇ;
ભોજન કર વિશ્રામ છિનક લે નિજમંડલી બુલાઇ. ૪.
કરત કૃપા નિજ દૈવીજીવન પર શ્રીમુખવચન સુનાઇ;
વેણુ ગીત પુન યુગલગીતકી રસવરખા વરખાઇ. ૫.
સેવા રીતિ પ્રીતિ વ્રજજનકી જનહિત જગ પ્રગટાઇ;
દાસ શરણ હરિ **વાગધીશ**કી ચરણરેણુનિધિ પાઇ. ૬.

## અક્ષય તતીયાકૌ પદ(વૈશાખ સુદિ ૩)

**રાગ સારંગ** :- ચંદન પહેરાવત રત્ન રમાંગના, પહેરત વિઠ્ઠલસુત વલ્લભવર;
શ્વેત પાઘ ધરી ધોતી-ઉપરણા, ગુંજા-મોતીમાલ તુલસી ઉર પર. ૧
બૈઠે ગાદી તકિયે રાજત, પીબત રૂપસુધા ચબ ભરભર;
છીરકત જલ ગુલાબ ભરિ ભામિની, પંખા કરત નાગરી મનોહર. ૨

**રાગ સારંગ** :- બને ચંદનકે નવ મહેલ;
સંગ સોહત સુભગા નવજોબન બૈઠે વલ્લભ છેલ. ૧
બુટા વેલ જાલ છાજત અતિ જાલી ઝરોખા લહેલ;
ઝુકિ ઝુકિ ઝાંખત અલબેલી, કરત અટારી સહેલ. ૨
ચંપકબેલ-માલતી માલા, સૌરભ લપટત ફહલ;
છિરકત જલ-ગુલાબ ત્રિય કેશવ, ચાહત શિવ-વિધિ ટહલ. ૩

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# વિચાર કરવો જોઇએ !

## સેવ્ય-સ્વરૂપ

ગયાં અંક સુધી આપણે જાણ્યું કે સેવોપદેશ દીક્ષા, સેવાનું સ્વરૂપ, સેવા પ્રદર્શન, સેવાનું પ્રયોજન, સેવા-સ્થલ વિશે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમહાપ્રભુજીના મતાનુસાર, પૂર્વાચાર્યની વાણીને આધારે આપણે સેવા-સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો. હવે આપણે જેની સેવા કરવી છે, તે સેવ્ય શ્રીપ્રભુનું સ્વરૂપ શું ? કેવી રીતે કરવી ?

गुप्तो हि रसः रसत्वमापद्यते – अगुप्तो रसः रसाभासःस्यात्

(श्रीसुबोधिनीजी १०.१८.५ – १०.५६.४४)

જુઓ, શ્રીમહાપ્રભુજી કેટલી ગૂઢ આજ્ઞા શ્રીસુબોધિનીજીમાં કરી રહ્યાં છે. આપશ્રી આજ્ઞા કરે છે કે ગુપ્ત રાખવાથી જ રસ રસ રહી શકે છે - અને તેથી વિપરીત પ્રકટ થતાં તે જ રસ રસાભાસ બની જાય છે.

આપણા પ્રભુ તેજ અલૌકિક રસ છે, જો તે સેવા ગુપ્ત રીતે કરવામાં આવે તો રસ વૃદ્ધિ પામે, અને જો આપણે તે સેવા પ્રગટ કરીએ, તો પછી તેમાંથી સેવકપણું ચાલ્યુ જાય અને સ્વયંની મહત્તા, વૃદ્ધિ પામે છે. તેથી સેવા તો ગુપ્ત રાખવી. તેના ઉદાહરણો આપણે ૮૪ વૈષ્ણવોની વાર્તામાં આવા અનેકો ઉદાહરણો પ્રાપ્ત થાય છે. જેમને કેવળ પોતાનાજ સેવ્યને સર્વસ્વ માન્યા. અન્ય શ્રીપ્રભુના સ્વરૂપો પ્રત્યે કોઇ સમજ ન હતી.

सच दुर्लभीति तेनापि वक्तव्यं प्रकारम् आह-

**तदभावे स्वयं वापि मूर्तिं कृत्वा हरेः क्वचित् ।**

**परिचर्यां सदा कर्यात् तद्रुपं च तत्र न स्थितम् ।।**

**तदभावे** इति. **क्वचिद्** देशविशेषे सत्परिपन्थिनाम् अभावयुक्ते **हरेः मूर्तिं कृत्वा** भजेत्. अयमेव अस्य मार्गस्य प्रकारः उत्तमो यत् मूर्तौ कृतं सर्वं भगवति कृतं भवति. तत्र मूर्तेः भगवत्त्वं त्रेधा निरूपयति **तद्रूपम्** इति. वस्तु विचारेण सर्वस्य भगवद्रूपत्वाद् विशेषस्तु अयम्ः *एनम् उद्धरिष्यामि* इति तदा मृदादेः प्रादुर्भूतो भक्तिमार्गानुसारेण आह **तत्र च स्थितम्** इति. (तत्वार्थदीप निबन्ध ग्रंथ सर्वनिर्णय कारिका २२८)

ननु अत्र मूलएव कुठारपात इति आकाङ्क्षायां कलेः बलिष्ठत्वेन अग्निमेषु गुरुलक्षणाभावम् आलोच्य स्वस्मिन्नेव एतन्मार्गीयगुरुत्वं नियच्छन्त आहुः **स च** इत्यादि. **तदभावे** इत्यादि आज्ञापनाद् इदं ज्ञात्वा करणे,

**यस्तु इच्छया कृतः पुम्भिः आभासो ह्याश्रमात् पृथग्** इति आभासत्वाभावः सेवायाः तृतीयस्कन्धोक्तमौढ्याभावश्च सेवाकर्तुः साधितः स्वयमेव सेवाकरणेपि प्रकार-विशेष-सन्देहे तादृशा यदि मिलन्ति तदा प्रकारांशे प्रष्टव्याः इत्यपि सूचितम्.

(श्रीपुरुषोत्तमजी कृत आवरण भंग नामक तत्वार्थदीप निबंध सर्वनिर्णय २२८की टीका)

શ્રીમહાપ્રભુજીએ ગુરુ કેવા હોવા જોઇએ, શ્રીગુરુદેવમાં કેવા લક્ષણ હોવા જોઇએ, તે આપણને નિબન્ધ ગ્રંથના સર્વનિર્ણયની કારિકા ૨૨૭માં આજ્ઞા કરી છે. પણ શ્રીમહાપ્રભુજી એ પણ જાણે છે કે આવા ગુરુ મળવા તો સહેલા નથી, તેથી તેવા કપવા સંજોગોમાં શું કરવું, કારણકે જ્યારે શ્રીમહાપ્રભુજી શ્રીજગન્નાથજી પધાર્યા હતા, ત્યાં જે વિવાદ હતો, તે વિવાદનો અંત માટે ૪ પ્રશ્નો શ્રીજગન્નાથજી સન્મુખ ધરવામાં આવ્યાં હતા, અને આપશ્રીએ ચારે પ્રશ્નોના ઉત્તર તે પત્ર પર અંકિત કર્યા. તેમાં એક પ્રશ્ન હતો કે જીવએ કોની સેવા કરવી ? ત્યાં શ્રીજગન્નાથજી આજ્ઞા કરે છે કે યશોદોત્સંગ લાલિત.

એટલે કહેવાનો તાત્પર્ય એ છે કે આપણે જ્યારે પૃથ્વી પર જન્મ લઇએ છીએ, ત્યારથીજ આપણે સેવક છીએ, આપણું કર્તવ્ય બને છે કે આપણે શ્રીયશોદોત્સંગ શ્રીગોકુલેશની સેવા કરીએ. શ્રીગુરુદેવની કૃપાથી સેવા કરવી. પણ જો આવા શ્રીગુરુદેવ જે શ્રીમહાપ્રભુજીએ લક્ષણ બતાવ્યા છે તેવા જો ન મળે તો શું જીવે પોતાનું સેવક-પણું વ્યર્થ જવા દેવું ? શું સેવા ન કરવી ? ત્યાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે ના !

**આવા લક્ષણ વાળા ગુરુ જો ન મળે તો શ્રીપ્રભુની મૂર્તિને (આરાધ્ય) બનાવી સ્વયં પરિચર્યા-ભજન તો ક્યાંક સદા કરવું જ જોઇએ. કેમકે ભગવાનની મૂર્તિમાં ભગવાનના રૂપ અને સત્ત્વ બન્ને વિદ્યમાન હોય જ છે.**

કોઇક એવા દેશમાં કે જ્યાં સજ્જનોની આડાઇ કરનારા લોકો ન રહેતા હોય ત્યાં રહીને શ્રીહરિની મૂર્તીને આરાધ્ય બનાવીને સ્વયં ભજન કરી લેવું જોઇએ. ભજનનો આજ પ્રકાર આ માર્ગમાં ઉત્તમ ગણાય છે. ભગવન્મૂર્તિને માટે જે કાંઇ કરવામાં આવે છે તે સાક્ષાત્ ભગવાન્ માટે કરેલું જ સમજી લેવું (શ્રીમહાપ્રભુજીસ્વકૃત પ્રકાશ ટીકા નિબન્ધ ગ્રંથ સર્વનિર્ણય કારિકા ૨૨૮)

અહીં એક પ્રશ્ન ઉભો થાય છે કે શ્રીમહાપ્રભુજીએ જેવા લક્ષણવાળા ગુરુથી દીક્ષોપદેશ લઇને ભગવત્સેવામાં પ્રવૃત્ત થવાનું કહ્યું છે, તેવા લક્ષણોથી યુક્ત ગુરુ બળવાન કલિયુગને કારણે જો આગળ જતાં ન મળે તો શું કરવું ? આના સમાધાનરૂપે તેવી સ્થિતિમાં આ માર્ગમાં ગુરુપદ શ્રીમહાપ્રભુજીએ પોતાનાજ પુરતું મર્યાદિત રાખીને આજ્ઞા કરે છે કે આવી પરિસ્થિતિમાં જાતેજ ભગવત્સેવામાં પ્રવૃત્ત થઇ જવું જોઇએ. આવી શ્રીમહાપ્રભુજીની આજ્ઞાને શિરોમાન્ય કરીને જે પોતેજ શ્રીપ્રભુ સેવામાં તત્પર થઇ

જાય છે તેની તેવી કૃતિમાં ધર્માભાસતા-પાષણ્ડનો આરોપ લાગતો નથી કે જે ધર્મભાસતા **યસ્તુ ઇચ્છયા કૃતઃ પુમ્ભિઃ આભાસો હયાશ્રમાત્ પૃથક્** વચનમાં નિન્દિત ઠરાવવામાં આવી છે. શ્રીભાગવતના તૃતીયસ્કંધમાં પણ જેવી મૂઢતાની નિન્દા કરવામાં આવી છે, તે પણ આવી રીતે બરાબર સમજીને સેવા કરનારાની બાબતમાં લાગૂ પડતી નથી. જાતે જ જેઓ ભગવત્સેવામાં પ્રવૃત્ત થયા હોય તેઓ પણ સેવાની બાબતમાં કોઇક વિશેષ માહિતી મેળવવા માંગતા હોય તો તેવા જાણકાર કોઇક ભગવદીયને મળીને મેળવી શકે છે આ પણ આ નિરૂપણથી સૂચિત થાય છે. (શ્રીપુરુષોત્તમજી કૃત આવરણભંગ ટીકા નિબન્ધ ગ્રંથ સર્વનિર્ણય કારિકા ૨૨૮)

गुरुदत्तां स्वयंलब्धां भक्तैरपि सुपूजिताम् ।।

व्यंगांगीमपि सेवेत यदि भावो न बाधते ।।

(साधनदीपिका. ९०)

શ્રીમહાપ્રભુજીના પ્રથમાત્મજ પૂજ્યચરણ શ્રીગોપીનાથ પ્રભુચરણ કૃત સાધનદીપિકા ગ્રંથમાં આપશ્રી સુંદર આજ્ઞા કરે છે આપશ્રી આજ્ઞા કરે છે કે ભગવત્ સ્વરૂપ આપણને જ્યારે આપણા શ્રીગુરુદેવે આપણા માથે પધરાવી આપ્યું હોય, કે આપણને જાતે જ ક્યાંકથી પ્રાપ્ત થયું હોય, કે બીજા કોઇક સેવક-વૈષ્ણવ દ્વારા સુપૂજિત હોય; કે પછી ખંડિત પણ કેમ ન હોય, પરન્તુ છે તો **મારા માથે બીરાજતું સેવ્ય-સ્વરૂપ** એવો ભાવ જો આપણો તે સ્વરૂપ માટેનો અખંડિત જ હોય (*એવું નહીં કે મારા પ્રભું કરતાં ધંધાદારી હવેલીમાં બિરાજતા શ્રીપ્રભુ મોટા, શ્રીગુરુદેવના તેમના કરતાં થોડાક ઓછા અને મારા તો સાવ ઝીરોના બલ્બની જેમ ઓછી ઝાંખી વાળા*) તો તેવા સ્વરૂપની જ સેવા અનન્યભાવથી કરવી જોઇએ. (સાધનદીપિકા. ૯૦)

...ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

।। શ્રીગોકુલેશો જયતિ ।।
ગોકુલસ્ય તુ યો ગોપ્તા પુષ્ટિસુપથરક્ષિતા ।
જનિતા તુર્યવંશસ્ય ગોકુલેશં નમામિ તમ્ ।।
શ્રીગોકુલપતેર્ નિત્યં શુભદમાસ્પદં મહત્ ।
શ્રીવાલ્લભમતે નિષ્ઠં તુર્યપીઠં વયં નુમઃ ।।

# શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ
# ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યશ્રીના આશિર્વાદથી

## શ્રીમદ્ ગોકુલ આવતા શ્રીચતુર્થગૃહના સેવકોને
## સન્મુખ-શ્રીચરણસ્પર્શ સંબંધી આવશ્યક માર્ગદર્શન

...ગતાંકથી આગળ

નોંધ: - આપણા અલૌકિક શ્રીવાલ્લભ સિદ્ધાંત નિષ્ઠ શ્રીચતુર્થગૃહમાં બીરાજતા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ પ્રગટ બીરાજતાં શ્રીબેઠકજીએ સેવક-વૈષ્ણવોને શ્રીચરણસ્પર્શ માટે અનિવાર્ય નિયમો, તે જાણવા જરૂરી છે. જેથી આપણે જ્યારે પણ શ્રીમદ્ ગોકુલ જઇએ ત્યારે કોઇ તકલિફ ન પડે, તેથી આ આવશ્યક માર્ગદર્શન જાણી લેવું જરૂરી છે.

- વૈષ્ણવ ભાઇઓએ ધોતી, વૈષ્ણવી બંડી અથવા ઉપરણો તથા વૈષ્ણવ બહેનોએ સાડી, ચોલી, અને કાંસાવાળો ચણિયો પહેરવાં. આધુનિક પ્રકારના વસ્ત્ર અપરસમાં ચાલતા નથી.
- વૈષ્ણવ ભાઇઓએ શરીરનો ઉપરનો ભાગ ખુલ્લો રાખવો નહીં પરંતુ વૈષ્ણવી બંડી અથવા ઉપરણાથી ઢાંકેલો જ રાખવો.
- હાથમાં વીંટી અથવા અન્ય ભૌતિક આભૂષણો સ્નાન કરતાં પહેલાં જ કાઢી નાંખવા.
- શ્રીચરણસ્પર્શ કરતી વેળા બહેનોએ સાડીથી માથું ઢાંકવું.
- હાથ ખાસા કરીને ચરણામૃત લેવું. વૈષ્ણવ ભાઇઓએ પ્રસાદી કંકુથી દંડાકાર તિલક કરવું, અને વૈષ્ણવ બહેનોએ પ્રસાદી કંકુનો ચાંલ્લો કરવો, પરંતુ આધુનિક પ્રકારે મળતો શ્રુંગાર કે પ્લાષ્ટિકનો તૈયાર ચાંલ્લો રાખવા નહીં.
- શ્રીગોકુલમાં આવી પ્રથમવાર અપરસ કરનાર વૈષ્ણવ ભાઇ-બહેનોએ કંઠી અવશ્ય બદલવી. શ્રીબેઠકજીના મુખીયાજી પાસેથી નવી કંઠી મેળવવા વિનંતી કરવી. પ્રથમ નવી કંઠી ગળામાં પહેર્યા પછી

જ જૂની કંઠી ગળામાંથી ઉતારવી. ઉતારેલી કંઠી ગમે ત્યાં ફેંકવી નહીં, ફરીથી ઉપયોગમાં પણ લેવી નહીં તેમજ ઘરે પણ લઇ જવી નહીં, પરંતુ ત્યાંજ ડબ્બામાં પધરાવવી.

- શ્રીચરણસ્પર્શ અને દર્શનની વાર હોય તો, કોઇનો સ્પર્શ ન થઇ જાય એ રીતે શાંતિથી એક સ્થાને બેસી ભગવદ્ નામ/સ્તોત્ર પાઠ વગેરે કરવાં, પરંતુ લૌકિક વાતો કરવી નહીં.
- શ્રીબેઠકજી સન્મુખ ઊંચા સ્થાને, પીઠ દઇને, પગ લાંબા કરીને, પગ ઉપર પગ ચઢાવીને, અથવા અદબ વાળીને કદી બેસવું નહીં પરંતુ પગના પંજા ખૂલ્લા નહીં એ રીતે પલાંઠી વાળીને દીનતાપૂર્વક બેસવું.
- શ્રીબેઠકજી સન્મુખ વિદ્વાન, મોટા અધિકારી, દ્રવ્યપાત્ર કે અહંકાર ભાવથી પણ જવું નહીં.
- શ્રીબેઠકજીમાં શ્રીચરણસ્પર્શ કરતાં પહેલાં બન્ને હાથ ખાસા કરવા. ખાસા કરેલા હાથ ભેવા કરવા નહીં તેમજ શરીરના અન્ય કોઇ ભાગને પણ સ્પર્શ કરાવવા નહીં. પરંતુ ખાસા કરેલ બન્ને હાથ મૂઠી વાળીને જુદા રાખવા.
- વૈષ્ણવનો સમૂહ વિશેષ હોય તો શાંતિથી ક્રમાનુસાર ઊભા રહેવું અને ક્રમવાર શ્રીચરનસ્પર્શ કરવા જવું પરંતુ ધક્કામુક્કી અથવા કોલાહલ કરવો નહીં.

...ક્રમશ:

સંકલન:- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

# પુષ્ટિમાર્ગ - લક્ષણ

## (પ્રમેય-રત્નાર્ણવ પુષ્ટિ વિવેકમાંથી)

**૧. નિ:સાધનતા** :- જે માર્ગ પર પરમફલરૂપ પ્રભુની પ્રાપ્તિ માટે સર્વ સાધનનો જ અભાવ હોય તે જ પુષ્ટિમાર્ગ છે. દશમસ્કંધના તામસ પ્રકરણના ફલપ્રકરણમાં વ્રજયુવતિઓએ જ્યારે શ્રીપ્રભુનું અન્વેષણ શ્રીપ્રભુના ગુણનું ગાન વગેરે સાધનો કર્યાં, પણ પ્રભુ પ્રાપ્ત ન થયા, અંતે તે બધઅં સાધનો છોડીને નિ:સાધન થઇને રુદનથી દીનતા પ્રકટ કરી; ત્યારે જ શ્રીપ્રભુની પ્રાપ્તિ થઇ. આથી સાધનનો અભાવ તે જ પુષ્ટિમાર્ગનું સાધન એમ તાત્પર્ય થાય છે. આ શ્રીપ્રભુનું નિ:સાધનફલપણું જણાવનાર તાત્પર્ય ઉપર કંઇ અરુચિ આવવાથી ગ્રંથકાર બીજો પણ પક્ષ લે છે, અથવા તો ફલરૂપ પ્રભુ જ સ્વરૂપાત્મક ફલની પ્રાપ્તિમાં સાધન બને છે. માટે જ શ્રીમહાપ્રભુજી પણ ઉપદેશે છે કે પ્રભુ પહેલાં બ્રહ્મ

થયા. પછી વિષ્ણુ, અને પછી રૂદ્ર થયા, છેવટે શ્રીકૃષ્ણ થયા. બ્રહ્મા એટલે વિરહોત્પાદક થયા. વિષ્ણુ એટલે વિરહને વધારનાર-પોષનાર થયા. રૂદ્ર એટલે વિરહનો નાશ કરનાર થયા. પ્રકટ થઈને પછી શ્રીકૃષ્ણ જ થયા, આ રહસ્ય છે.

૨. **બીજા સાધનની અપેક્ષા રાખ્યા વગર ફક્ત ભગવદનુગ્રહથી જ લૌકિક-વૈદિક-સિદ્ધિ થાય તે જ શુદ્ધ પુષ્ટિમાર્ગ કહેવાય** :- માટે જ વ્રજસ્થ ભક્તોને કેવલ કૃપાબલથી જ વૈકુંઠની પ્રાપ્તિ થઇ છે. વ્રજસ્થોની દશા એવી હતી કે દિવસે વ્યાપારગ્રસ્ત હોય અને રાત્રે નિદ્રાધીન બની જાય. આવા લોકોનો ઉદ્ધાર શ્રીપ્રભુ અનુગ્રહ કરીને નિજ સામર્થ્યથી જ કરે તો જ થાય, નહીં તો નહીં જ. બ્રહ્માજી પણ કહે છે કે આવા શ્રીગોકુલને વૈકુંઠની પ્રાપ્તિ શ્રીપ્રભુએ જ કરાવી છે. કદાચ મનુષ્ય પોતે પોતાનો યત્ન કરવા જાય તો વિઘ્ન જ થાય, અર્થાત્ તેનો પ્રયત્ન પાછો પડે, કંઇ કામમાં આવે જ નહીં. આ ભાવ નંદ વગેરે અંબિકા વનની યાત્રા કરવા નિકળ્યા તે પ્રસંગ સ્પષ્ટ છે.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

# જૈ જૈ શ્રીગોકુલેશ

## નિત્યલીલા શ્રીગોકુલ નરેશ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીકન્હૈયા પ્રભુ રચિત ધોળ

ચાલો સખી નીરખીને ગિરિધરલાલ, પારણીઆમાં ઝૂલે શ્રીમદનગોપાલ;
છૂટા એના કેશ તે પરમ રસાલ, ઘુઘરવારી અલકને તિલક છે ભાલ
ચાલ શામળીઆને અંગે અંગુલિ રળિઆમણી રે લોલ.
પારણીઆ તે સાજ્યારે શ્રીનન્દજીને દ્વારે,
રતન જડિત મણિ ઝુમક સાર,
મોતીન માલા ટંકાઇ તેણી વાર, શુક પીક મોર રમકડાં તૈયાર.
ઝુનઝુના કરી લહેટુને મચકાઇ મન ભામરીરે લોલ,
બેઠી બેઠી લાલને ઝુલાવે જસોદા માવડીરે લોલ.
મનની હળીમળી મંગાલ ગાય, નીરખે કમલ મુખ મન હરખાય,

આ સુખ આનંદ ઉર ન સમાય, ભૂષણ ને મસ્તક ઉપર દામણીરે લોલ.
નંદજી તે આવ્યા રે સંગ લઇ ગોપાલ, હરદીને દૂધ દહીં છીરકે રસાલ,
ગાય ને નાચે દેઇ દેઇ તાલ, નંદ કે આનંદ ભયો જે કનૈયાલાલ,
શ્રીવિઠ્ઠલ પ્રભુ નીરખી આપે છે વધામણી રે લોલ-ચાલો સખી નીરખીએ નંદકુમાર.

## કવિત

સત્ય સંકલ્પ અન્યથા ન કરે ગોકુલેશ,
 સ્વકીય ઉપદેશ કહેં બચન જો નિત્ય હૈં;
લૌકિક અલૌકિક અરૂ કછુ કાહુ ભાંતિકી,
 ચિંતા મતિ કરે એસો કહ્યો જામેં હિત હૈ;
એસી જાનબુઝ અનુભવ કરિ આપૂ મન,
 તોહુજો કરત ચિંતા તૌકો અનુચિત હૈ;
હોત હૈ અવજ્ઞા એહે આજ્ઞા ઉલ્લઘંન કીયે,
 સિદ્ધ ફલ ખોએ એકો ફલકી ન ગતિ હૈ. ૧૧

**શ્રીગોકુલનાથકી જય**

શ્રીસર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણના શ્રીવચનામૃત

# પૂર્ણ પુરુષોત્તમ આચાર્યશ્રી શ્રીમહાપ્રભુજી

વળી એક દિવસે શ્રીગોકુલેશજીએ ગાદિ તકિયે બેઠા હતા ત્યારે એક પ્રસંગ ચલ્યો ત્યારે એક જણે પુછ્યું કે *જે રાજ, શ્રીઆચાર્યજીનું પ્રાકટ્ય પૂર્ણ પુરુષોત્તમ છે અને કો જાણતા નથી તે શું?*

ત્યારે શ્રીમુખે એક શ્લોક કહેતા હવા

दुर्भगो बत लोकोऽयं यादवो नितरामपि ।

ये संवसन्तो न विदुर्हरिं मीना इवोडुपम् ।।

(श्रीमद् भागवतम् ३.२.८)

અર્થાત્ :- અરેરેરે! આ લોક અલ્પ ભાગ્યવાળો છે જેમ સામે રહેનારાં માછલાંઓએ ચન્દ્રને ઓળખ્યો નહીં, તેમ જે સાથે રહેનારા યાદવોએ શ્રીહરિને ઓળખ્યા નહીં, તેઓ તો સારી પેઠે અલ્પ ભાગ્યવાળા છે.

શ્રીગોકુલેશપ્રભુ આ શ્લોક ટાંકતાં આજ્ઞા કરે છે કે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણ જેવું અતિ અદ્ભુત અને અલૌકિક છે. તથા આપશ્રી સાક્ષાત્ પૂર્ણાનંદસ્વરૂપ છે પણ કેટલાક ન જાણે તેમાં તેમનો દોષ છે, જેમ માછલાંઓએ ચન્દ્રને ઓળખ્યો નહીં, પહેલાં માછલાંને ચન્દ્ર એક સાથે સમુદ્રમાં રહેતાં હતાં. જો તેઓએ ચન્દ્રને અમૃત માટે પ્રાર્થના કરી હોત, તો ચન્દ્ર અમૃતથી ભરપુર છે અને અમૃત આપવાની શક્તિવાળો છે, તેથી તેઓ અમૃતનું પાન કરીને અમર થયાં હોત. પણ ચન્દ્રના સ્વરૂપનું તેમને અજ્ઞાન હતું. તેથી ચન્દ્રને તેઓએ અમૃત માટે પ્રાર્થના ન કરી. વળી ચન્દ્રનું જામ ઉડુપ છે, તેનો અર્થ નક્ષત્રોનું પાલન કરનાર એવો થાય છે. જ્યારે ચન્દ્ર આકાશમાં દેખાતો નથી છતાં, તેના અમૃતનાં થોડા ભાગથી નક્ષત્રો (તારાઓ) પ્રકાશે છે. તેવી રીતે પાસે રહેવા છતાં યાદવો ભગવાનને ઓળખી શક્યા નહીં, તેથી મોક્ષ ન મળતાં, સર્વ તરફથી મૃત્યુ પ્રાપ્ત થાય તેવા તેઓ થયા. પણ જો યાદવોએ ભગવાનને ઓળખ્યા હોત તો સર્વ દુઃખ હરનાર શ્રીહરિ હોવાથી પોતે તિરોભાવ થવા છતાં

આ યાદવોને તેમનો પ્રકાશ પ્રાપ્ત થયો હોત! પણ યાદવોમાં શ્રીકૃષ્ણ વિશે (૧.) સામાન્ય રીતે અજ્ઞાન, (૨.) ખોટું જ્ઞાન અને, (૩.) વિરોધી જ્ઞાન હતું. તેથી ભગવાને તેમના ઉપર સ્વયં કૃપા ન કરી. બાકી શ્રીકૃષ્ણનું પ્રકટ સ્વરૂપ અતિ અદ્ભુત અને અલૌકિક હોવાથી તરત સમજાય તેવું હતુ. અને તેનો લાભ ઉદ્ધવાદિ ભક્ત યાદવોઓએ લીધો હતો.

તેવી રીતે શ્રીમહાપ્રભુજીનું પ્રકટ સ્વરૂપ પરમ તેજોમય હતું. વળી આપશ્રીએ પ્રકટ કરેલા ગ્રંથોમાં આપશ્રીના હૃદયના ભાવો આલેખાયેલા છે, તેના પાઠથી પણ આપશ્રીનું સ્વરૂપ સમજાય તેવું છે. આ ઉપરાન્ત આપશ્રીના દ્વિતીય ભગવદાત્મજ શ્રીવિઠ્ઠલેશ પ્રભુચરણએ જીવોપર કૃપા કરીને શ્રીસર્વોત્તમજી, શ્રીવલ્લભાષ્ટક, સપ્તશ્લોકી, સૌન્દર્યપદ્ય વગેરે સ્તોત્રાત્મક ગ્રંથો શ્રીમહાપ્રભુજીના સ્વરૂપને વિવિધ પ્રકારે સારી રીતે સમજાવ્યું છે. વળી આપશ્રીના અંતરંગ ભક્તોને આપશ્રીના સાક્ષાત્ પૂર્ણાનંદ પુરુષોત્તમ શ્રીગોકુલેશ-સ્વરૂપનો અનુભવ થયો હતો, તેમાં જે કવિઓ (પૂર્ણ જ્ઞાનવાળા) હતાં તેમણે આપશ્રીનું સ્વરૂપ સમજાવતાં પદો તથા ગ્રંથો લખ્યા છે આ બધામાં શ્રીઆચાર્યજીને अक्षतातित अक्षरात् परः, अगणितानन्दः पुरुषोत्तमः, શ્રીમહાપ્રભુજી અક્ષરથી અતિત છે, અક્ષરથી પર છે, ઉત્તમ અને અગણિત આનન્દવાળા પુરુષોત્તમ છે. એમ વર્ણવ્યા છે. તેમ છતાં, શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ પૂર્ણ પુરુષોત્તમ છે તે ન સમજાય તો અલ્પ ભાગ્ય કહેવાય! શ્રીગોકુલેશ પ્રભુચરણના સેવક મહાવદાસ નામના બ્રાહ્મણ પંડિત-કવિ અને ભક્ત હોવા છતાં-તેના ઉપર ખુશ ન થતા. પણ જ્યારે એક દિવસે શ્રીમહાપ્રભુજીના અલૌકિક નામોનું સ્તોત્ર-શ્રીસર્વોત્તમજીનો પાઠ કરતાં એમને દીઠા, ત્યારે શ્રીમહાપ્રભુજી પ્રસન્ન થયા અને મહાવદાસ પર કૃપા કરી. આ પ્રસંગ પર એક વિનંતી મહાવદાસે લખી છે, જે શ્રીતાત્પર્યબોધ નામક ગ્રંથ સંસ્કૃતમાં પ્રકટ કર્યો. આપણે પણ આવા સ્વરૂપ શ્રીવલ્લભને આપશ્રીના આજના પ્રાકટ્યોત્સવ પર વંદન કરીએ, અને શ્રીમહાપ્રભુજીને વિનવીએ કે આપશ્રીના સ્વરૂપ અને વાણીનો યથાર્થ બોધ થાય.

શ્રીમદ્ ગોકુલના શણગાર, વર-સુંદર શરીરવાળા, કલ્યાણ માર્ગના નિધિ, સેવામાર્ગમાં વિઘ્નકર્તા પાપોરૂપી મદમત્ત હસ્તિના કુંભસ્થળને તોડી નાખનાર પ્રૌઢ સિંહ સમાન પરાક્રમવાળા,

ભક્તોની આપત્તિરૂપી અંધકારને દૂર કરવા માટે કરોડો સૂર્ય સમાન પ્રકાશવાળા કમલાપતિ દ્વિજવર જે સત્પુરુષોને પ્રિય છે એવા શ્રીવલ્લભ શ્રીમહાપ્રભુજીને આપણે સૌ નમીએ.

એ શ્રીમહાપ્રભુજી પ્રેમથી ભક્તિનું હિત કરે છે, જેમને દેવો પણ પ્રાપ્ત કરી શક્તા નથી, જે મનુષ્યોનાં પાપને દૂર કરે છે, તેમને હંમેશા નમન હજો. આપશ્રી દ્વારા સજ્જન ભક્તો સૌખ્યપદને પામે છે. એમની ગતિ અનંત છે. એવા શ્રીગોકુલપતિ શ્રીવલ્લભ શ્રીમહાપ્રભુજીમાં મારી મતિ હંમેશા રહો.

**પ્રકટે કૃષ્ણાનન દ્વિજરૂપ ।**

**માધવ માસ કૃષ્ણ એકાદશી આયે અગ્નિસ્વરૂપ ।। ૧ ।।**

**દૈવી જીવ ઉદ્ધારન કારન આનન્દમય રસરૂપ ।**

**વલ્લભપ્રભુ ગિરિધર પ્રભુ દોઉ તેઇ એઇ એક સ્વરૂપ ।। ૨ ।।**

**જગત્ગુરુ શ્રીવલ્લભાચાર્ય શ્રીમહાપ્રભુના પ્રાકટ્યોત્સવ પર સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજને અનેકાનેક વધાઇ.**



**દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા) અને રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)**

# SHRIMAHAPRABHUJI'S VALLABH SAMPRADAY

Mahaprabhu ShriVallabhacharyacharan (born Samvat 1535) founded the religion known as Vallabh Sampradaaya-Pushtimaarg based directly on the Veda-Shaastras. Mahaprabhu ShriVallabhacharyacharan, henceforth referred to as ShriMahaprabhu, had two divine, illustrious and worthy sons namely ShriGopinath Prabhucharan and ShriVitthalnath Prabhucharan. Both of them highly learned and savants of Veda-Shaastras followed in the footsteps of their divine father, ShriMahaprabhu and perpetuated the religion and tradition of ShriKrishna Bhakti and Prapatti known as Pushtimaarg.

ShriGopinath Prabhucharan, strongly inclined towards the nature of solitude, went into a life of extreme seclusion early in his life. Forced by the responsibilities of the divine tradition and to relegate the obligations and compulsions of the upliftment of the 'Daivee Jivas' - the favoured souls of ShriKrishna, Goswamey ShriVitthalnath Prabhucharan, henceforth referred to as ShriPrabhucharan took up the cause of spiritual betterment and dedicated every moment of his divine journey on the earth to carry the core meaning of ShriKrishna Bhakti and Prapatti to the aspiring recipients throughout this sacred land of 'Bhaarat Varsha'. Right from the inception to this date, ShriMahaprabhu and ShriPrabhucharan are accepted as the co-founders of ShriVallabh Sampradaaya-Pushtimaarg. According to the history and tradition of ShriVallabh Sampradaaya-Pushtimaarg, ShriPrabhucharan was gifted with seven divine sons, scholars of the Veda-Shaastras, deeply spiritual, devout and as illustrious as their father and grand father. The sons were named as ShriGirdharji, ShriGovindji, ShriBalkrishnaji, ShriGokulnathji, ShriRaghunathji, ShriYadunathji and ShriGhanshyamji. Of these, **ShriGokulnathji** was the fourth son endowed with great divine potential, great courage, peerless perseverance and amazing foresight, an Avataar in the true sense of the term. His father, ShriPrabhucharan had foreseen his divine strength and ability and developed a special favour and respect towards him. In later times he entrusted on his able shoulders the onus of the religious and spiritual heritage, the task of finishing his philosophical works left uncompleted and to control the reigns of ShriVallabh Sampradaaya-Pushtimaarg.

According to the Faith, ShriMahaprabhu, ShriGopinath Prabhucharan, ShriVitthalnath Prabhucharan and his seven sons are considered and worshipped as divine personages to propagate the true meaning of Veda-Shaastras and show the path of Pushti Bhakti and Sharanaagati as depicted in Shrimad Bhaagavat

Mahaapuraan. The Vedic philosophy of ShriMahaprabhu is called 'Shudhhaadvaita-Brahmavaada' or 'Brahmavaada' in short. The religion founded on the basic principles of Brahmavaada is known as Pushtimaarg. To know the eternal truth and the nature of reality, Shri Mahaprabhu relies and depends on the words of Vedanta. The evaluation of the true meaning of the Vedanta in the aphorisms of ShriVeda Vyaas i.e. the Brahma Sutras, the words of ShriKrishna in the Gita and Shrimad Bhaagavat Mahaapuraan. For ShriMahaprabhu, the meaning derived by the unification of the four above mentioned texts is the infallible proof and the only mode of inquiry to know the nature of the Truth and Reality i.e. the eternal words of the Veda-Shaastras is the only 'Pramaan'. Accordingly the basic tenets of ShriMahaprabhu are as follows –

1. Brahman is the only truth and the reality.

2. This only truth and reality is known by three different names viz. the Brahman, the Parmaatman and the Bhagvaan but the entity is one and only.

3. Bhagvaan ShriKrishna is the only truth and the reality as referred to Brahman and Parmaatman. He is the final fruit and the beatitude to experience through His grace.

4. His true Form and Nature and His divine feats or Lilas are depicted in Shrimad Bhaagavat Mahaapuraan.

5. The Form and Nature of the Brahman is Sacchidaanand.

6. The whole creation is the manifestation of the Brahman itself.

7. There is no birth and death of the phenomena but Aavirbhaava and Tirobhaava seem as the beginning and annihilation of the same.

8. The appearance of the Reality as transitory phenomena and not as Brahman happens due to the instrumentality of Maya, the inseparable potency of the Brahman.

9. Appearance of the Reality in myriads of names and forms does not happen as a process of transmutation but the Reality always remains immutably as Brahman. This is known as Avikrit Parinaamvaada.

10. Like insentient, the sentient creation is also the manifestation of the Brahman itself.

11. The Jiva or the individual soul is the Ansh and is indivisible minuscule particle of the

Brahman.

12. The Jivas or the individual souls are of three kind's viz. the Pushti, the Maryaadaa and the Pravaaha.

13. Vidyaa and Avidyaa are two potencies that operate as per the wish of Bhagvaan to possess the individual soul for its two fold cycle of Urdhvagatee (the salvation) and Addhogatee (the bondage).

14. The application of Vidyaa and Avidyaa depends on the choice of Bhagvaan which is known as Varan, the endowing of Grace.

15. The Pushti Jivas and the Maryaadaa Jivas are endowed with the Varan but the Pushti Jivas are given this favour for the special purpose of Pushti Lila.

16. There are principally three modes of higher ascension for the realisation of the highest truth. They are Karma, Gyaan and Bhakti.

17. The highest fruit can be achieved only through Bhakti. Bhakti has nos. of classifications. Amongst them Pushti Bhakti is of the highest kind.

18. A Bhakta is the most loved one of Bhagvaan ShriKrishna.

19. The Pushti Jivas are of two kind's viz. the Shuddha Pushti and the Mishra Pushti.

20. A Pushti Jiva gets separated from Bhagvaan for the sole purpose of rejoicing in the final beatitude i.e. Parmaanand on the earth and in the state of Nitya Lila i.e. the Vyaapee Vaikunth.

21. Pushti Bhakti or Sharanaagati is the only means to realise Bhagvaan ShriKrishna.

22. Pushti Bhakti is to worship Bhagvaan ShriKrishna through the mode of seva and kathaa while Sharanaagati is to develop divine consciousness of Shri Krishna, achieving a very strong aptitude and attitude of recourse unto the Divine Feet of ShriKrishna through the mode of Shravan, Manan, Chintan and Kirtan of His Lilas.

23. Brahma-Sambandh Deekshaa is the prerequisite to enter the path of Bhakti i.e.

seva and kathaa. (ShriKrishna appeared in Person to ShriMahaprabhu and spoke to him about Atma-Samarpan and commanded him for the initiation of the Brahma-Sambandh). Naam-Nivedan Deekshaa is the initiation to proceed on the path of Prapatti.

24. The prime factor to help find one's true position to begin the divine journey on the path of Bhakti is to take refuge unto a Guru and serve him with utmost humbleness and obedience.

25. There are five prerequisites of being an Acharya-Guru according to ShriMahaprabhu. They are -

- An Acharya-Guru of this Sampradaaya should be dedicated to the observance of ShriKrishna seva as defined by ShriMahaprabhu.
- He should not possess the negative characteristics like Kaam, Krodha, and Dammbha etc.
- He should be a male member and a descendant of ShriMahaprabhu as postulated by the tradition and custom.
- He should be well versed in the Veda-Shaastras and the Bhaagavat Mahaapuraan.
- He should necessarily be a lineage holder descendant of Mahaprabhu ShriVallabhacharyacharan.

26. ShriKrishna seva is to delve unto ShriKrishna with one's Antahakaran and is an exclusively a personal and private endeavour of mind and body in the true sense of the term.

27. An aspirant-Bhakta is prohibited from consumption and use of edible and all other items of one's daily as well as occasional use for the lifetime. He is commanded to offer everything to ShriKrishna in day to day seva and afterwards conduct his daily life with items each and sundry as Samarpit or Bhagvaduchhishtha.

28. An aspirant-Bhakta should coordinate all the four segments of hi Desire viz. the Dharma, Artha, Kaam and Moksha, into one unified formation of ShriKrishna Bhakti.

29. An aspirant-Bhakta should always be aware and safeguard his Vivek, Dhairya and

Aashraya, viz. an inherent sense of discretion, a total fortitude and an unconditional recourse unto the Divine Feet of ShriKrishna.

30. An aspirant-Bhakta should always observe the path of seva and kathaa and never give up the Shravan, Manan, Chintan and Kirtan of ShriKrishna Lila.

31. An aspirant-Bhakta should exercise his sense of discrimination in the choice of his/her company for seva and kathaa and should always listen to the words of a competent, righteous and a dedicated person as shown in the text of Jalbheda (Book of the Shodashgranthas).

32. The highest fruit and beatitude for any Pushtimaargiya Jiva is the achievement of the state of Nirodh.

33. The wisest course of one's life is to understand the true meaning of Shastras and to serve ShriKrishna.

34. Any person inclined to enter the path of Pushti should necessarily obey the words and commands of ShriMahaprabhu, one who does not do so is certainly not the true recipient of Pushtimaarg and is not a Daivee Jiva but an Aasuree Jiva forbidden for the higher venues of divinity.

35. Any person who discriminates between the Swaroops of ShriKrishna, ShriMahaprabhu, ShriPrabhucharan and his seven sons is certainly not eligible to enter Pushtimaarg.

A perusal of the vast body of works and writings of the founder Acharyas and the commentaries of other descendant Acharyas of highest scholastic level make it clear beyond any speck of doubt the true meaning and intention of ShriMahaprabhu and ShriPrabhucharan. Following are the few outstanding principles of ShriVallabh Sampradaaya-Pushtimaarg.

The lineage holder-descendant of ShriMahaprabhu, possessing the qualities and attributes as explained by Him while defining the prerequisites of a Guru, is the only person to impart Upadesh and Deekshaa regarding ShriVallabh Sampradaaya-Pushtimaarg and ShriKrishna seva.

**The true form of Shri Krishna seva is as mentioned below –**

*"To serve the Lord is an inherent obligation of a Bhakta. If the seva is made to perform by a paid person and if it is performed by a person who accepts returns in cash or kind for the same; under these two circumstances, the seva can never bear its fruit. To indicate this underlying meaning emphatically, a compound word 'tanu-vittajaa' has been used in the sentence. The word 'tanu-vittajaa' should never be split into two words - is the purport of ShriMahaprabhu".*

**Shri Prabhucharan's commentary**

**The Shodashgranthas/Sidhhant Muktaavali Shloka 1.**

*"If money is given as salary in order to have the seva performed, it begets the state of Rajogun (the instrument for the downfall of the Jiva) and does not become conducive for the perfect union of the senses with Lord ShriKrishna. On the other hand if money is accepted for the purpose of seva, that too would not bear the fruits. Let us understand this fact as in the case of a Purohit of the Vedic sacrifice. A Purohit accepts money as Dakshinaa for performing rites and relegates the fruit with the resolution in the form of the 'Sankalp' to the Yajamaan. The question should not be raised as in the case of the Purohit that the fruits of the Vedic sacrifice are bestowed on the person who gives money as Yajamaan and therefore it should apply in the case of seva. The reason for the denial is that the code of conduct in the case of Vedic sacrifice allows the provision for the fruit of Yajamaan through the Purohit. Such a code of conduct is absent in the case of Bhaktimaarg as Lord ShriKrishna has never set out such a provision and therefore a follower of Bhaktimaarg should always act upon the commands of the Lord".*

**The Shodashgranthas/Siddhant Mukataavali 2,**

**Comm. Shri Purushottamcharan.**

*"A person is bound to get disappointed and suffer pain if he worships Lord ShriKrishna with the intentions of worldly gains".*

**The Shodashgranthas/Siddhant Mukataavali 16**

*"What happens to a person who worships Lord ShriKrishna merely as means to earn his livelihood? The answer is given in the above mentioned verse. In this verse the word 'Lok' means worldly. So if a person serves Lord ShriKrishna with worldly purposes, the act becomes a kind of transaction which is absolutely adverse in the context of seva. The said selfishness removes the quality of Bhakti from such worship and therefore the act results in disappointment and pain. The suffering is not just relating to this world but the other worldly fruits are also washed away. For such an attitude is not allowed in Bhakti. One who has even a speck of knowledge would never do so".*

**The Shodashgranthas/Siddhant Mukataavali 16.**

- Violating the rules and regulations of ShriVallabh Sampradaaya-Pushtimaarg, the Sevya-Swaroop and the seva i.e. the worshipped deity and the worship should never be allowed for public viewing for doing so would tentamount to a breach of trust and is considered sacrilegious.
- ShriKrishna seva should never be performed for any worldly reasons and achievements for the reason that in Pushtimaarg, ShriKrishna never accepts or reciprocates for any carnal thought, emotion or desire. He only reciprocates if worshipped with feelings that He is everything - this worldly and other worldly for a Bhakta and for this reason, a Bhakta has no desire accept to experience the nectar of the Swaroop of ShriKrishna and his Lilas.
- The house or residence of an aspirant-Bhakta where the environment and overall conditions are conducive and convenient for ShriKrishna seva is the only right place befitting the mode of seva as commanded by ShriMahaprabhu and ShriPrabhucharan and none else.
- The supreme godhead ShriKrishna is the 'Pushta' Sevya-Swaroop in ShriVallabh Sampradaaya-Pushtimaarg. The subject has been explained and defined by the founder acharyas - ShriMahaprabhu, ShriGopinath Prabhucharan and ShriVitthalnath Prabhucharan.
- A Goswamey-Acharya, the lineage holder-descendant of ShriMahaprabhu can never adopt the seva-kathaa mode as a source of livelihood. If he does so, he would be considered as proscribed from all the rights of being a Guru and a Bhakta. Therefore, everyone should adopt the prescribed way of livelihood for the right development on Pushtimaarg.

- In case of one's family members and other helping hands for the purpose of ShriKrishna seva, the commands of the founder acharyas as well as the writings of other competent acharyas should be followed.
- A lineage holder-descendant of ShriMahaprabhu who fulfils the condition of being a Guru as defined in the texts of the founder acharyas possessing atleast the minimum required level of qualities and attributes can become an Acharya-Guru for otherwise it would not be conducive for the aspirant or the religious teacher for their own upliftment respectively. On the contrary doing so could push them towards their downfall as an aspirant and an Acharya-Guru.
- ShriKrishna kathaa should never be performed for any worldly reasons and achievements for the reason that in Pushtimaarg, Shri Krishna never accepts or reciprocates for any carnal thought, emotion or desire. His Kathaa bears fruits only if engaged in Shravan, Manan, Chintan and Kirtan with feelings that He is everything - this worldly and other worldly for a Bhakta and for this reason, a Bhakta has no desire accept to experience the nectar of the Swaroop of ShriKrishna and his Lilas.
- An Acharya-Guru and an aspirant-Bhakta of ShriVallabh Sampradaaya-Pushtimaarg should primarily understand the basic difference between Daan/Bhet and Samarpan. Bhagavaduchhishtha or Maha-Prasaad i.e. edible and other items offered to ShriKrishna and later available for the aspirant's use as prescribed by the tenets, could be accepted with devotion if and only the Samarpan mode is applied in the seva-kathaa. On the other hand if the Daan/Bhet mode is practised, the Bhagavaduchhishtha or Maha- Prasaad cannot be accepted by any Pushtimaargiya for doing so would invoke the Dattaapahaar command of the Bhaagavat Shaastra and incur Mahaa Paatakatva (a state of unpardonable sin) unto the aspirant.
- Teerthaatan or pilgrimage is described as one of the options of Grih-seva and has been explained by ShriMahaprabhu in his works. The pilgrimage or the Teerthaatan through the places of ShriKrishna Lila, particularly in the land of Vraj, could never be converted into a commercial venture or for any worldly reasons by an Acharya-Guru or an aspirant of ShriVallabh Sampradaaya-Pushtimaarg. The Teerthaatan is exclusively commanded for a higher stage of ShriKrishna Bhakti. It could be adopted for fostering one's spiritual potential but not for any other reason.
- Those who violate and distort the meaning of the words of ShriMahaprabhu are the persons of deluded intellect and would fall in the darkness in the deep recesses of hell known as Andhatamas – Narka.

The recourse unto the Divine Feet of ShriMahaprabhu could never be achieved through one's shallow words but could only be achieved by a strong and deep faith in the path ShriMahaprabhu has shown. Further more the faith in the path shown by ShriMahaprabhu should never be obtained by one's limited vision and understanding but the true nature of Pushtimaarg should be understood as defined by a competent Acharya-Guru. In this regard utmost care should be taken that the explanations of an Acharya-Guru should always be understood in consonance with the words of the Founder-Acharyas. The consistency and the agreement of the meaning should be derived through the continuous tradition of learning in ShriVallabh Sampradaaya-Pushtimaarg.

*So Vaishnavas, Let us all, on today's Auspicious Birth Day of Jagadguru ShriMahaprabhu ShriVallabhacharyaji, we pledge that we will follow HIS shown path and get engaged ourselves in this true path of ShriMahaprabhuji's PUSHTI - Grace.*

# ShriGokulnath ki Jai


આચાર્યશ્રી મહાપ્રભુજી - શ્રીવલ્લભાચાર્યશ્રી




# તાત તણો પ્રતિબિંબ રે રસના

## શ્રીમહાપ્રભુજી પ્રાકટ્યોત્સવ

### શ્રીકન્હૈયા પ્રભુ કે વચનામૃત

એક સમય આપ મુંબઈ શહેરમેં બિરાજત હતે, તબ આજ્ઞા કીની જે હમ જબ સેવામેં હોય તબ કાહુને વિનતી ન કરની, શ્રીવલ્લભાધીશકી આજ્ઞા હે કે ચિત્ત પ્રભુમેં લગાયકે, ચેતસ્તત્પ્રવણંસેવા યહ આગ્યા કરકે વૈષ્ણવનકું જતાઈ જે એકાગ્રહ ચિત્ત રખકે અપને ઘર સેવા કરની ચહીયે. ૩૨૫